ચિશ્તીયા દાવત ગ્રંથમાળા નં. ૮



# શું મુસલમાનો પાપી છે?

## ( શું ઇસ્લામ રાક્ષસી ધર્મ છે? )


—લખનાર—

પીરઝાદા

મોટામીયાં માંગરોલની ગાદીવાળા.



—છપાવનાર—

હાજી સાલેહજી અસમાલજી પટેલ

માંગરોલ મદરસાના સ્થાપક

મુ૦ માંગરોલ પ્રાંત નવસારી. વાયા કીમ.

હી સ ૧૩૪૪ — ઇ૦ સ૦ ૧૯૨૬

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦




કીંમત ૦-૩-૦

# દાવતની એક નમુનેદાર કીતાબ

એકલબારાવાળા પીર

# શાહ કાયમુદ્દીન ચીશતીની

# નુરે રોશન.

શરેહ-ખુલાસા-અર્થ સાથે ગુજરાતીમાં છપાઇ બહાર પડી ચુકી છે તસવ્વુફ-બ્રહ્મજ્ઞાનનો એક અખુટ ભંડાર એ હીંદુ મુસલિમ જોડાણની એક ઉમદા સાંકળ છે. ખુદાને ઓળખવાનું એક ઉમદા સાધન છે. તેની તાલીમથી મુસલમાનોને વલીનો અને હીંદુઓને મહાત્માનો દરજ્જો મળે છે. છસોને બત્રીસ પૃષ્ઠ-સફા-નું એક દળદાર પુસ્તક છે. ગ્લેઝ કાગળ. સોનેરી અક્ષરવાળું પાકું પુઠું અને મોટા અક્ષરની ચોખ્ખી છપાઇ છે ચડતા પુંઠાવાળી નકલના રૂ. ૫) પાંચ છે અને ઉતરતા પુંઠાવાળીના રૂ ૩) ત્રણ છે. વી. પી. ખરચ તેના વજન પ્રમાણે દસ આના જુદું.

ગણત્રીનીજ નકલો કઢાડવામાં આવી છે, માટે જેને જોઇએ તેણે નીચેને સરનામે લખવું.

મુ૦ સુરત. હરીપુરા } લી૦ સયદ હૈદરહુસેન મુનવ્વરઅલી એડિટર, ઝુલ્ફિકાર

# બે બોલ.



ખુદા તઆલાની તારીફ અને પયગમ્બર [illegible] બાદ જણાવીશું કે જે લોકો તરફથી ઇસ્લામીઓ માટે મ્લેચ્છ (કસાઇ) અને યવન (જંગલી) વગેરે જેવા હલકા શબ્દો વાપરવામાં આવતા રહ્યા છે એ કેટલે દરજ્જે વ્યાજબી છે તે દેખાડી આપવા, તેમજ ઇસ્લામ એક રાક્ષસી ધર્મ છે અને તે તલવારના બળે ફેલાયો છે એવી સમજવાળાની ગેર સમજ દુર કરવા મૌલાના પીર મોટામીયાં સાહેબે મુંબાઇના "સાંજ વર્તમાન"ના સને ૧૯૧૪ ના પટેટી અંક માટે ઇસલામની નીતી એ હેડીંગથી એક લેખ લખી રજુ કર્યો હતો.

એ લેખના ઉપયોગીપણા માટે સાંજ વર્તમાને પોતાના તારીખ ૨૭ જુલાઇ સને ૧૯૧૪ ના અંકમાં જે વિચારો પ્રગટ કર્યા છે તે આ નીચે અક્ષરે અક્ષર ઉતારી લઇએ છીએઃ—

## ઇસ્લામની નિતી

"અમારા પટેટી અંકમાં પીરસવા માટે અવેલ આ એકજ સિધ્ધાંત ઉપર તમામ દીનસુરત મોહોમેદન આલમ કુરબાન થઇ જશે.

## મુસલમાનોને "મ્લેચ્છ" કહેવા કેટલે દરજ્જે વ્યાજબી છે ?

માંગરોલની ગાદીવાળા પીરજાદા મોટામીયાં તે સચીન સ્ટેટના નાયબ દિવાને* ઉપલા સવાલનો પોતાને એ કીમતી લખાણમાં

* પીર સાહેબ તે વખતે સચીન સ્ટેટમાં નાયબ દીવાનના હોદા ઉપર હતા.

એવે તો અનરકારક રદયો આપ્યો છે જેથી દરેક સાચ્ચો ઇસ્લામી મગરૂર થયા વિના હરગેજ રહેશે નહીં.

મહાન હઝરત મોહમદ પયગમ્બર સલ્અમે આપેલા ઉમદા શીક્ષણનો અભ્યાસ કરીને જ્ઞાની તથા નીતિમાન બનવું હોય તો આ લેખ જરૂર ખુબ ધ્યાનથી વાંચજો

## 'કુરાન અગર તો તલવાર'

એ બેમાંથી ગમે તે એક પસંદ કરી પોતાની જીંદગીના દીવસો પુરા કરવાનું ઇસલામ ફરમાવે છે એવી તેના વિરોધીઓની હડહડતી ગલત વાતનું પોકળ જાણવું હોય તો આ અમુલ્ય લેખ ઉપર જરૂર નજર કરજો.

ઇસ્લામ વિશેની લોકોની ખોટી ગેર સમજુતી દુર કરનારો આ એક મહાન લેખ છે.

ઇસ્લામની ખુબીઓ, ઇસ્લામના ફરમાન, ઇસ્લામની નીતિનો સાર, મુસલમાનોની એક બીજા સાથેની ફરજ, અપકાર ઉપર ઉપકાર, ભ્રાતૃભાવ, અને એક બીજાને મદદ માણુસ જાત તરફ દયા ભાવ, અને મોટાની મર્યાદા, દુખી ઉપર દયા, વચનના સચ્ચા રહેવું, ખેરાત, આજીજી, નિંદાનું મહાપાપ, એક કોમે બીજી કોમની અશાકરી કરવી જોઇએ નહી. વગેરે બાબતોનું ઇસ્લામનુ મહાન ઉમદા નીતિશાસ્ત્ર પીરજાદા મોટામીયાં સાહેબનો આ અમુલ્ય લેખ ખુલ્લું કરે છે."

ઉપર પ્રમાણે "સાંજ વર્તમાન" આ લેખ માટે પોતાની જાહેરાત આપે છે. આવા ઉપયોગી લેખને પુસ્તક રૂપે પ્રગટ કરવા કેટલાક ગૃહસ્થો તરફથી ભલામણ થવાથી તે પ્રગટ કર્યો છે. તો આશા છે કે ભાઇઓ જરૂર તેનું મનન કરશે.—પ્રગટકર્તા.

૭૮૬

# શું મુસલમાનોને મ્લેચ્છ કહેવા વ્યાજબી છે?

## શું ઇસ્લામ રાક્ષસી ધર્મ છે?

જ્યાં સુધી ઇસ્લામની બાબતોનો ખરા જીગરથી અભ્યાસ કરવામાં ન આવે ત્યાં સુધી તેમાં શું શું ખુબીઓ છે તે સમજવામાં આવવું ઘણું મુશ્કેલ છે મહાન હઝરત મોહમ્મદ પયગમ્બર સલ્અમે જે શિક્ષણ આપ્યું છે તે પર ખરા અંતઃકરણથી ધ્યાન ન લગાડતાં ઉપલક નજરે તે તરફ જોવાથી ઇસ્લામને અન્ય લોકો તરફથી કેટલો બેર ઇનસાફ મળેલો છે તે અત્રે કહેવાની જરૂર નથી. લોકોને ઇસ્લામના વિરોધીઓ તરફથી એમ સમજાવવામાં આવ્યું છે કે ઇસ્લામ એ "કુરાન અગર તો તલવાર" એ બેમાંથી ગમે તે એક પસંદ કરી પોતાની જીંદગીના દીવસો પુરા કરવાનું ફરમાવે છે. કદાચ કોઇ મુસલમાન રાજકર્તાએ કાંઇ જુલમ કર્યો તો તે સઘળુ ઇસ્લામ કરે છે એમ જાહેર કરવામાં આવે છે પણ ખરી બીના તરફ ઘણા થોડાજ નજર કરે છે. ઇસ્લામ વિશે લોકોના મ માં એટલી બધી ગેર સમજુતી પેસી ગઇ છે કે ઇસ્લામનું નામ સાંભળતાંજ લોકો

ચોંકે છે અને તેને એક વિકાળ રાક્ષસ જેવો ગણે છે. કારણ કે નાનપણથીજ તેમને ઇસ્લામ વિષે એવું શીખાડવમાં આવે છે કે મૂર્તિ પૂજાના વિરોધીનો ધર્મ સારો હોયજ કયાંથી ? પશુનો વધ કરનારાઓનો ધર્મ સારો હોયજ કયાંથી ? તલવાર પકડનારા ખુનીઓનો ધર્મ સારો હોયજ કયાંથી ? ટુંકામા 'મલેચ્છ" "યવન" અને કસાઇનો ધર્મ સારો હોયજ કયાંથી ? એવા પડધા તો બીજી કોમના બાળકોના કાનમાં નાનપણથીજ પડવા લાગે છે એટલે મોટા થતાં તે ઇસ્લામ ધર્મને ઘણોજ હલકો ગણવા લાગે છે એટલુંજ નહી, પણ એ ધર્મના માનનારની સોબતને પણ તે હલકી ગણે છે. અને એથીજ મુસલમાનો માટે "યવન" અને 'મલેચ્છ" જેવા શબ્દોનો ઉપયોગ એ લોકો બેધડક કરતા જણાય છે. સાધારણ બુધ્ધિના માણસોજ આ શબ્દો વાપરે છે એવું કાંઇ નથી પણ સારા કેળવાયલા શખસોએ પણ તેનો પોતાના પુસ્તકોમાં ઉપયોગ કરેલો છે. હાલ જમાનો કેળવણી અને સુધારાનો આવ્યો છે છતાં પણ તેનો ઉપયોગ કાંઇ ઓછો જણાતો નથી. એથી માલમ પડે છે કે આવા જમાનામાં પણ લોકોના મનમાંથી ઇસ્લામ વિષેની ગેર સમજુતી દુર થઇ નથી ઇસ્લામ ઘાતકીપણું અને જબરી શિવાય બીજુ કાંઇ શીખવતો નથી એ ખ્યાલ તેમનાં મનમાં નાનપણથીજ કેટલાકના કહેવાથી ઘર કરી જાય છે અને તે હંમેશા કાયમ રહે છે. કારણ કે તેને ખસેડવાની કોઇપણ કોશેષ કરતું નથી.

જૈન વાણીઆઓ અને થોડા ઘણા બીજા હીંદુઓ શીવાય તમામ જાતના હીંદુઓ પશુઓનો વધ કરે, માંસ ખાય, તલવાર પકડી ખુન કરે, જીવતા શિકારને ભાલા ભોંકે, જેવા કે રજપુત મરાઠા ક્ષત્રી ભીલ કોળી

વિગેરે કરે છે તો પણ તે "યવન" અને "મ્લેચ્છ" ગણાય નહીં, પણ માત્ર મુસલમાનોજ તેવા ગણાય. કારણ કે તે કદી સારા હોયજ નહીં અને તેઓ પોતે સારા ન હોય તો પછી તેમનો ધર્મ તો સારો હોયજ કયાંથી ? પણ આ તર્ક કહેવું જોઇએ કે તેમાં કહેનારાઓનો દોષ નથી. કારણ કે તેમને મુળથીજ એવું શીખાડવામાં આવે છે હવે જમાનો બદલાયો છે લોકોનું વલણ જુદા જુદા ધર્મના સિધ્ધાંતો જેવા જાણવા તરફ થવા લાગ્યું છે એટલે હવે ઇસ્લામની બાબતો તરફ પણ તેઓ નજર કરશે, અને તેનો અભ્યાસ કરી પોતના મનની ખાત્રી કરશે કે ઇસ્લામી ધર્મ બીજા કોઇ પણ ધર્મ કરતાં ઉતરતો નથી. તેણે શીખાડેલી ખુદાની વેહદાનીયત (અદ્વૈત), સચ્ચાઇ અને બધા મનુષ્યોનું સરખાપણું એ ગુણ તેમા એવા ઉત્તમ સમાયલા છે કે જેની જાતે જોવાથીજ ખાત્રી થાય એમ છે બધા માણસો સરખા છે એવું જેવી રીતે ઇસ્લામ ગણે છે તેવું બીજો ધર્મ ગણાતો હોય એમ જણાતુ નથી. એક હલકી કોમનો માણસ મુસલમાન થાય છે કે તે એકદમ દુનિયાના ચાલીસ કરોડ મુસલમાનોનો ભાઇ થઇ જાય છે. તે મુસલમાનોની સાથે બેસીને જમી શકે છે એટલુંજ નહી પણ તે મસ્જીદમાં પણ જઇને આગલી હારમાં નમાજ પઢી શકે છે. તથા તેમની સાથે બેટી વહેવાર કરી શકે છે. હીંદુ સમાજના કેટલાક ખોટા રીવાજોને સુધારાના હીંદુ આગેવાનો હમણા હમણા વખોડવા લાગ્યા છે. પણ ઇસ્લામે તો તેમને સવા તેરસો વરસથી વખોડી કાઢયા છે. ત્યારે આવો ધર્મ શું તદન હલકો કાઢવા જેવો છે ? ના એમ હોયજ નહીં. આપણે તેની નીતિની કેટલીક બાબતો અહીં આપીશું અને બીજા ધર્મવાળા

ઓને વિનંતી કરીશું કે તેમણે તે તરફ ઇનસાફની નજરે જોવું અને ઇમાનદારીથી તોલ કરવો કે શું ઇસ્લામ રાક્ષસી ધર્મ છે ?

# ઇસ્લામની નીતીનો સાર.

માણસ જાતની સેવા ચાકરી કરવી અને તેનું ભલું કરવું એને ઇસ્લામમાં બંદગી-ખુદાની ઇબાદત બરાબર ગણેલ છે. એકલા આકીનથીજ કાંઇ કામ સરતું નથી. તેની સાથે પ્રત્યક્ષ કામ પણ જોઇએ. "આ જીંદગી આકેબત (આવતી જીંદગી) માટે એક ખેતી છે." તેટલા માટે વારંવાર કહેવામાં આવે છે કે "વાવશો તેવું લણશો". મુસલમાન થયા એટલે પત્યું એવું કાંઇ નથી પણ ખરા ચલણથી રહેવું જોઇએ. તેની જીંદગી એક "કોશિષની જીંદગી" હોવી જોઇએ. "જો તને તારા ખુદાની સનમુખ જવાની ઇચ્છા હોય તો સારા કામ કર કારણ કે આડે માર્ગે ચાલવાથી કદી તેની પાસે જઇ શકાતું નથી." માણસમાં પશુનો અને ફરિસ્તાનો એવા બે પ્રકારના સ્વભાવ છે. જ્યારે તે પશુનો હલકો સ્વભાવ છોડી દે છે ત્યારે તે ફરિસ્તાના સ્વભાવવાળોજ થઇ રહે છે. બલકે તેનાથી પણ ચઢતો થાય છે. સારી ખરી અને શુધ્ધ કોશિષ માટે ફરમાવ્યું છે કે કોશિષ કરવી એ ખુદાનું ખાસ ફરમાન છે. અને જે જે ખુદાએ ફરમાવ્યું છે તે માત્ર કોશિષથી મળી શકે છે.

કુરાને શરીફની ચોથી સુરતમાં ફરમાવ્યું કે "આવ હું તને તારા ખુદાના હુકમો કહી સંભળાવું. તારે તેની સાથે કોઇને શરીક

–ભાગીઓ ગણવો નહી, તારે તારા માબાપો સાથે સારી રીતે વર્તવું, અને તારે મુફલીસીની બીકને લીધે તારાં બાળકોને મારી નાખવા નહી. તારે માટે અને તેમને માટે અમે ખાવાનું આપીશું. અને તારે ઉઘાડી કે ઢાંકી અપવિત્ર બાબત તરફ જવું નહિં. જે જીવ મારવાનો તને હક હોય તે શિવાય તારે કોઈ જીવ મારવો નહીં. × × × × તારે યતીમ–અનાથ બાળકની મિલ્કત પાસે તેને સુધારવાના હેતુ સિવાય જવું નહી. તારે કોઈને વિષે કાંઈ ફેંસલો આપવાનો હોય તો તે તારા સગાનું કામ હોય તો પણ તારે ખરા ન્યાય સિવાય કાંઈ બોલવું નહિ. અને તારે ખુદાનો હુકમ બરાબર માથે ચડાવવો. ખરેખર આ મારો ખરો રસ્તો છે. તે પ્રમાણે તું ચાલજે."

વળી ફરમાવ્યું છે કે "નેક–બખત માણસો એજ છે કે જે ઇમાન લાવ્યા છે અને ખુદાનો આજીજીથી ઉપકાર માને છે, × × × × હમેશાં ખેરાત કરે છે, પોતાની પવીત્રતા જાળવી રાખે છે, અને પોતાના વચનમાં સાચા છે. × × × × ખરેખર ખુદા તમને ઇનસાફ અને ભલું કરવાનું અને સગાં વહાલાંને તેમના હક અદા કરવાનું ફરમાવે છે. વળી તે તમને પાપ કરવાનું, અને જુલમ કરવાનુ મના કરે છે."

"જે માણસ ખુદા તરફ બોલાવે છે તેનાથી બીજો કોણ સારૂં કહેનારો અને ભલું કરનારો છે? × × × × ભલું અને બુરૂં એ સરખું ગણવામાં આવતુ નથી. જે સારૂં હોય તેના બળથી ખોટું કાઢી નાંખ"

વળી સ્વર્ગ વિષે ફરમાવ્યું છે કે "તે (સ્વર્ગ) ખુદાવાળા માણસ માટે, પોતાના ભલા અને બુરા દીવસોમાં ખેરાત કરનારા

માટે, અને પોતાનો ગુસ્સો પી જનાર અને માફી આપનાર માટે છે. કારણ કે ખુદા સખી—પરોપકારી માણસને ચાહે છે."

આપણે જાણીએ છીએ કે લોકોના ઉપર જ્યારે દુખ પડે છે ત્યારે ગમે તેવી તકલીફ પણ તેમને સહન કરવી પડે છે પણ જ્યારે માણસ સુખી હોય અને તેને કોઇ તકલીફ આપે ત્યારે તે કેટલે દરજ્જે સહન કરી શકે છે તે ઉપર તેની ભલાઇનો સઘળો આધાર રહેલો છે. કારણ કે સુખી દીવસોમાં તે ધારે તે કરી શકે છે એવી તેને સત્તા હોય છે. કહે છે કે મહાન હઝરત મોહમ્મદ પયગમ્બર સલ્અમની પવિત્ર દીકરી બીબી ફાતમાના દીકરા હઝરત ઇમામ હુસેન ર૦ અ૦ એક દીવસ જમવા બેઠા હતા તેવામાં તેમના એક નોકરના હાથથી તેમના ઉપર ગરમ ગરમ ખાવાનુ પડી ગયુ જેથી પેલા નોકરને લાગ્યું કે હઝરત દાઝયા હશે, અને મને હમણાં વઢશે તેથી તે કુરાન શરીફનું એક વાકય બોલવા લાગ્યો કે ' જે માણસો પોતાનો ગુસ્સો પી જાય છે તેમને માટે સ્વર્ગ છે. " હઝરત ઇમામ હુસેને કહ્યું કે " મને કાંઇ પણ ગુસ્સો લાગ્યો નથી. તું ગભરાઇશ નહીં." પેલો નોકર આગળ ચાલતાં બોલવા લાગ્યો કે " અને જે લોકો માણસોને માફી આપે છે તેમને માટે સ્વર્ગ છે ". તે ઉપરથી પોતે કહયું " હું તને માફ કરી ચુકયો છું." નોકરે આગળ ચાલતાં વાકય પુરૂં કર્યું કે " ખુદા પરોપકારીને ચાહે છે." હઝરત ઇમામ હુસેને કહયું કે " જા હું તને હવેથી તારી નોકરી માફ કરૂં છું. અને ઇનામમાં ચારસો રૂપા મહોર આપું છું.

"કુરબાક" પુસ્તકના કર્તા લખે છે કે જે તને કાઢી મુકે તેને ફરી ખોળતો ખોળતો જા. જે તારૂ પડાવી લે તેને બોલાવીને તું

આપ. જે તને ઇજા કરે તેને માફી આપ કારણ કે ખુદા એવું ચાહે છે કે તું તેની કમાલીયત–સંપુર્ણતાની જડ તારા આત્માના અંતરપમાં નાખે.

કોઇ માણસ અપકાર કરે તો તે ઉપર ઉપકાર કરવાનું ઇસ્લામમાં દરેક ઠેકાણે લખેલું છે. "દરેક જણના ભલાનો ખ્યાલ કર, તને જે હાની થઇ છે તેજ માત્ર જો નહિ બીજાને તુરત માફી આપ અને બધાનું સારૂં કર. જે શખસ પોતાનો ગુસ્સો સમાવે છે અને પોતાના દુશ્મનોને માફી આપે છે તેનું રહેઠાણ એક સારી જગાએ થશે. ભુંડાઇ ઉપર ભલાઈ કર."

એક ગરીબ અરબ પરદેશીના બળેલ દિલને શાંત કરવા સારૂ ખુદા તાલાની મીઠી નજરનો સંદેશો આવ્યો કે " દીવસના પ્રકાશ અને રાત્રિના અંધકારના સોગંદ પૂર્વક કહું છું કે તારો ખુદા તને ભુલી ગયો નથી. કે તારાથી નારાજ થયો નથી. ખરેખર ગયા વખત કરતાં આવતો વખત તારે માટે સારો છે અને આખરે ખુદા તારી ઉપર પ્રસન્ન થશે, અને તને સંતોષ થશે શું તને ખબર નહોતી કે તું યતીમ–અનાથ હતો અને તેણે શું તને રહેવાને ઘર આપ્યું નહોતુ? તું ભુલાવામાં હતો ત્યારે શું તને રસ્તો બતાવ્યો નહોતો? તું ગરીબ હતો ત્યારે શું તેણે તને સાધનો પુરાં પાડયાં નહોતાં? ત્યારે યતીમ–અનાથને ઇજા પહોંચાડ નહિ, અને જે કોઇ તારી પાસે માગવા આવે તેને ખોટા સુખન ન કાઢ, અને તારા માલીકની મહેરબાનીઓના ગુણ ગા."

શું તું એ ખ્યાલમાં છે કે અમે તને ખાલી ખેલ માટે બનાવ્યો છે, અને તને કદી અમારી પાસે પાછો લાવવામાં નહી આવે?

ખર જીગરથી પશ્ચાતાપ–તોબા કરી ખુદા તરફ પાછા આવનારા અને તેની દયા માંગનારા ગુન્હેગારો એટલુંજ કહે કે "હે અમારા માલીક અમે જો ભુલી ગયા હોઇએ અને પાપમાં પડ્યા હોઇએ તો પણ તું અમને સજા કરીશ નહિ. હે પ્રભુ, અમારા પાપ નિવારણ કર અને અમને ક્ષમા કર,' તો તેમને માટે ખુદાનું એ વચન તૈયાર છે કે "પાછો આવ, પાછો આવ, તું ગમે તેવો છે તો પણ પાછો આવ. શું તુ મને માનતો નહોતો ? શું મને મુકીને બીજાને પુજતો હતો અથવા મારા હુકમનો ભંગ કરતો હતો ? ચાલ પાછો આવ, મારો દરવાજો નાઉમેદીનો દરવાજો નથી. જો તું ભુલી ગયો હોય તો ખરા જીગરથી તોબા–પશ્ચાતાપ કરી પાછો આવ."

ખરૂં કહયું છે કે "ધર્મ વિષેનો નેક ખ્યાલ પોતાને જે ફરજ બજાવવાની છે તે સમજવામાં અને દયાની જાણીતી બાબતોમાં રહેલો છે."

નેક માણસ તે છે જે પોતે શુધ્ધ થવા માટે પોતાની પુંજી આપી દે છે. અને બદલો મેળવવાની આશાથી કોઇના ઉપર ઉપકાર કરતો નથી. પણ ફક્ત પરમ કૃપાળુ માલીકની સનમુખ જવાની ઇચ્છાથી કરે છે.

જે માણસો પોતે ભુખ્યા છતાં પોતાનો ખોરાક ગરીબોને યતીમોને અને કેદમાં પડેલાઓને આપી દે અને કહે કે " અમે તમને ખુદાને વાસ્તે ખવડાવીએ છીએ, અમારે તમારી પાસેથી તેનો કાંઇ બદલો જોઇતો નથી, " તો તેવા માણસો ઘણા નેક–બખ્ત છે.

ફક્ત ખુદા તાલાનીજ બંદગી કર, સગાંવહાલાં, નોકર, યતીમ

અને ગરીબ ઉપર દયા રાખ. માણસો સાથે નેકીથી વાત કર, નમાઝ પઢ, અને ખેરાત કર.

"તારા માબાપનું નમ્રતાઇથી સન્માન રાખ, ગરીબાઇ અને નરમાશથી ખુદા આગલ તેમને માટે અરજ કર કે હે પરવરદીગાર તેમના ઉપર દયા કર, હું નાનપણમાં નિરાધાર હતો ત્યારે તેમણે મને ઉછેરીને મોટો કર્યો છે."

"જુના વખતનાં અઘોર કર્મ ખુની વેર અને બાળહત્યા છોડીદો અને એક લોહી થઇ જાઓ."

"જાહેર અગર છાને ગમે તે રીતે ખેરાત કરો, કારણ કે તેમ કરવું ઘણું સારૂં છે."

"કયામતનો દીહાસ આવશે કે જે દીવસે લેવડ દેવડ દોસ્તી કે ભલામણ કાંઇ કામમાં આવશે નહી, તેવો દીવસ આવે તે પહેલાં તમને જે ખુદાએ આપ્યુ છે તેમાંથી ખેરાત કરો."

"ભારે રસ્તો પસાર કરવાનું તારે શીખવું હોય તો બંદીવનના બંધ છોડાવ, ભુખ્યાને સંબંધીને યતીમને તથા જે ધુળમાં મળી ગયેલો હોય તેને ખાવાનુ આપ, જે લોકો બીજાને ખાસ મદદ કરનારા અને તેમની ઉપર દયા કરનારા હોય તમાંનો તું પણ થા."

"અફસોસ છે એ લોકો ઉપર કે જે ધર્મિષ્ટ હોવાનો ડોળ દેખાડે છે અને ગરીબની વારે ચઢવા પાછા પડે છે."

"તમારી ખેરાત, ઠપકો દઇને અને નુકસાન પહોંચાડીને, બરબાદ ના કરો. માણસને દુઃખ દઇને તેને કાંઇ આપવું એ કરતાં તેના ઉપર દયા કરવી અને તેની સાથે હસને ચેહેરે વાત કરવી એ વધારે સારૂં છે."

"વ્યાજ નદન હરામ છે. જે માણુસ પોતાની પુંજી લોકોને દેખાડવા ખરચે તે માણુસ એવો છે કે જાણે એક થોડી માટીમાં દબાએલો પથ્થરનો ખડક, કે જ્યારે તેના ઉપર વરસાદ પડે છે તો પણ તે નરમ થતો નથી, પણ સખ્તનો સખ્ત રહે છે અને તેમાંથી કાંઇ ઉગતું નથી. પણ જે માણુસ પોતાની પુંજી ખુદાને રાજી રાખવા અને પોતાના આત્માનું કલ્યાણ કરવા માટે ખરચે છે તે એક ટેકરી ઉપરના બગીચાની માફક છે કે જે વરસાદ વરસે છે ત્યારે બમણો મેવો આપે છે અ વરસાદ ન આવે તો પણ ઝાકળથી તે લીલો રહે છે."

"માણુસની પરીક્ષા તેની સચ્ચાઇથી કર અને તું તારા નફસ મનોવિકારના કહેવા પ્રમાણે ન ચાલ. નહી તો તું ખુદાના માર્ગમાં ખત્તા ખાઇ બેસીશ."

" ખુદાએ બીજાને જે આપ્યુ હોય તેની તું લાલચ ન રાખ. "

" પુર્વ કે પશ્ચિમ દિશા તરફ મોઢું રાખવામાં ભક્તિ રહેલી છે એવું કાંઇ નથી. પણ માત્ર ખુદાનો હુકમ માથે ચઢાવવામાં અને ભલું કરવામાં રહેલી છે બધી વસ્તુઓને ગનીમત (ફાયદાકારક) જાણી ઇન્સાફ તરફ વલણુ રાખ, અને મુર્ખાઇ ભરેલી વાતો છોડી દે. અને જો શેતાન તને ખોટે માર્ગે લઇ જવાનું કરે તો ખુદાનો આશ્રય માગ ". " યતીમો—અનાથ બાળકોના માલને હાથ લગાડ , નહિ. વચનનો પાકો રહે અને દુનિયામાં વાંકો થઇને ચાલ નહી." " છોકરી પેદા થય તુ સાંભળતાજ માણુસના મોઢાં કાળાં પડી જાય છે. × × × × × તમને કાંઇ સાધન નહીં મળે એ બીકથી તમે

તમારા બાળકોની હત્યા કરો નહિ.* તમારા બધાની અમે કાળજી રાખનાર છીએ. ખરેખર તેમને મારી નાંખવુ એ એક મોટામાં મોટું પાપ છે" "ખુદાએ તમને સ્ત્રીઓ આપી છે તો તમે તમારી અને તેમની વચ્ચે પ્રીતિ અને મહોબત વધારો."

"દારૂ અને જુગાર એ બંને ભારે પાપ છે.

"વ્યભિચારથી તદન દુર રહો, કારણ કે તે એક નાપાક ચીજ અને ખોટો રસ્તો છે.

"ખાત્રીથી સમજો કે આ દુનિયાની જીંદગી એક ઠગાઇ રૂપ છે. ધન દોલત અને છોકરાં છૈયાંનો વધારો એ માત્ર એવો છે કે જેમ વરસાદ પછી છોડવા ઉગી નીકળે છે અને વાવનારને ખુશ કરી પાછળથી પીળાં પડી કરમાઇ જાય છે. આવતી દુનિયામાં સખ્ત સજા છે, માત્ર ખુદાની માફી અને તેની રહેમ નજર સિવાય દહાડો વળવાનો નથી."

"તારી ખોટાઇ અને એના જેવો એવો બીજો દેખાવ કાઢી નાંખ. ખરેખર જે લોકોએ ગેરઇન્સાફ ઉપર કમ્મર બાંધી છે તેમને માલમ પડશે કે તેઓ પોતે શું કમાયા છે." "જે લોકો અભિમાનથી અલગ રહે છે, જે લોકો પોતાનું મન વશ રાખે છે, જે લોકો સખાવત કરે છે, જે લોકો ખુદાની બંદગી કરે છે, અને જે લોકો વચન અને સુખન પાળે છે,

* પહેલાના અરબ લોકો પોતાની દીકરીઓને પહેલાના રજપૂતો જેમ દુધ પીતી કરતા હતા તેમ મારી નાખતા હતા તેથી ખુદાએ આ હુકમ આપ્યો છે.

તે લોકો નિરંતર સુખના વરસ થવાના છે. તારાં માબાપમાંનાં એક કે બંને ઘરડાં થાય તો પણ તું તેમની સાથે માયા મહોબ્બતથી ચાલ અને તેમને કદી તોછડો શબ્દ કહે નહિ: કે તેમને ઠપકો આપ નહિ, પણ તેમની સાથે સન્માન પુર્વક અને નરમાસથી વાત કર."
"અને તારો કોઇ સગો હોય કે બીજો કોઇ ગરીબ માણુસ હોય કે કોઇ રસ્તે જનાર મુસાફર હોય તો પણ તેનો જે હક પહોંચતો હોય તે તું તેને આપ, પણ નકામો ખરચ કરતો ના

તું તારો હાથ તારી ગરદન સાથે બાંધી દેતો ના ( એટલે તું કંજુસ થતો ના), તેમજ તેને તું તદન છુટો મુકી દેતો ના (એટલે ઉડાઉ થતો ના). નહિં તો નિર્ધનતાને લીધે તારે કલંક વેઠવો પડશે.

"તારા નોકરને માયાળુપણે વાત કરવાનું શીખવ.

' સારાના બળથી નઠારૂં કાઢી નાંખ.

"કયામતના દીવસે ખરો તોલ અમે (ખુદા) કરીશું. કોઇને પણ અમે ગેરઇનસાફ આપવાના નથી. રાઇના દાણા જેટલી બાબત હશે તોપણ તેને આગળ લાવી તેનો અમે તોલ કરીશું, અને અમે લેખાં લઇશું એટલે બસ છે"

"તારા પરવરદીગારને માફી માટે અરજ કર, અને તેના તરફજ નજર કર. ખરેખર માલીક ઘણો રેહેમ નજરવાળો અને દયાળુ છે. અને તમારો માલીક કહે છે કે મને યાદ કર, હું તું જે કહેશે તે સાંભળીશ. કહે હે મારા બંદાઓ (સેવકો) તમે ગુન્હા કરીને પોતાનેજ નુકશાન કર્યું છે. તોપણ તમે ખુદાની મેહેરબાનીથી નાઉમેદ થાઓ નહિ કારણ કે ખુદા સઘળાં પાપ નિવારણ કરી શકે છે.

તે ઘણો દયાળુ અને રેહેમવાળો છે.'' "નેક વાણી તેના સુધી પહોંચી શકે છે અને નેક કામને તે મોટાઇ આપનારો છે.'' "ખરેખર માલીકે ઉઘાડુ કે ઢાંકેલુ કાંઇપણ ખરાબ કરવાનું, ગેરઇન્સાફ કરવાનું અને નાહક જોર જુલમ કરવાનું ના કહેલું છે ''

"તારા ખુદાને નમ્રતાથી અને ચુપકીથી યાદ કર, કારણ કે ખુદા હદ ઓળંગનારને ચાહતો નથી. અને દુનિયામાં વ્યવસ્થા (શાંતી) ચાલતી હોય ત્યારે નકામી ધાંધલ કર નહિ. અને ખુદાને તેનો ડર રાખીને ખરા જીગરથી યાદ કર. ખરેખર ખુદાની રેહેમ નેક માણસો તરફ હોય છે.''

"એ ઉપરાંત અમે માણસને પોતાના માબાપ સાથે માયાથી વર્તવાનું ફરમાવેલુ છે. તે પેટમાં હતો ત્યારે તેની માને ઘણું દુઃખ પડેલું છે અને પેદા થયો ત્યારે પણ ઘણું દુઃખ પડેલુ છે. અને તે કહે છે કે હે મારા અલ્લાહ, જે મેહેરબાનીઓ તેં મારા અને મારાં માબાપો ઉપર કરી છે, તેનો ઉપકાર દર્શાવવાને અને જેથી તું રાજી થાય તેવાં સારા કામ કરવાને મને હીદાયત (મતિ) આપ અને મને બાલબચ્ચે સુખી કર. હું તારી પાસે આવ્યો છું અને તારી મરજીને શરણે છુ.''

"તેમને માટે ખુદા પાસે આરામની જગા છે. અને તેમણે જે સારાં કામ કર્યાં છે તેના બદલામાં ખુદા તેમનું રક્ષણ કરનાર છે.'' "જે લોકોએ સુર્ખાઇ કરી જહાલત (અજ્ઞાનતા) થી પોતાનાં બાળકોને મારી નાખ્યાં છે. અને ખુદાના ઉપર અસત્ય જોડી તેણે તેમને જે ખોરાક આપ્યો છે તે એ બાળકોને આપવાની તેમણે ના પાડી છે [illegible]''

અને તેમને સીધો રસ્તો મળ્યો નથી." જે લોકો પોતાની પુંજી ખુદાના માર્ગમાં ખરચ કરે છે તેમની મીસાલ એક અનાજના દાણા જેવી છે કે જેમાંથી સાત ઉબીઓ નીકળે છે. અને દરેક ઉબીમાંથી સો સો દાણા પેદા થાય છે." જે લોકો પોતાની પુંજી ખુદાના માર્ગે ખરચે છે અને ખેરાત કરતી વખતે કોઇને કડવા સુખન કહેતા નથી કે નુકશાન કરતા નથી, તેનો બદલો તેમને તેમના ખુદા પાસેથી મળવાનો છે. તેમને કાંઇ ડરવાનું નથી કે દીલગીર થવાનું નથી." ............."માયાળુપણે વાત કરવી, અને લોકો ઉપર દયા કરવી, એ કોઇનું મન દુખાવી દાન આપવા કરતાં સારૂં છે."

"ખુદા કોઇ જીવ ઉપર તે ઉઠાવી ન શકે એવો બોજો નાંખતો નથી તેણે જે સારી કમાઇ કરી હશે તો તે મજાહ કરશે, અને નઠારી કરી હશે તો તેનુ ફળ તેને ભોગવવું પડશે." ........

"હે પરવર દિગાર અમે ભુલથાપ ખાઇ જઇએ કે પાપમાં પડીએ તો પણ તું અમને તેની સજા કરીશ નહિં. હે અમારા ખુદા, અમારા પેહેલાં જે માણસો થયા હતા તેમના ઉપર જે બોજો તેં નાખ્યો હતો તે અમારી ઉપર નાખીશ નહિ. હે ખુદા, જે સહન કરવાની અમારામાં શક્તિ નથી તે તું અમારા, ઉપર નાંખીશ નહિ. પણ તું અમારા પાપ નિવારણ કર અમને માફી આપ, અને અમારા ઉપર દયા કર."

" ધીરજ રાખી સબુરી પકડનાર, સાચું બોલનાર, ગરીબ પરોપકાર કરનાર, દરેક પરોઢીએ ખુદાની માફી માગનાર ........ ... પોતાની ચઢતીના દીવસોમાં ખેરાત કરનાર, પોતાના ગુસ્સાને કાબુમાં રાખનાર, અને બીજા ઉપર દયા કરનાર, એવાં બધાં ભલાં

તમારા સગાંવહાલા વિરૂધ્ધ હોય. પક્ષકાર પૈસાદાર હોય કે ગરીબ હોય તો પણ બરાબર ઇન્સાફ આપજો. ખુદા તમારા કરતાં બંને પક્ષકારોની વધારે નજદીક છે. તેથી શૈતાનના કહેવા પ્રમાણે ચાલશો નહિં, નહીં તો સત્યથી આઘા પડી જશો."

## ભાઇચારો અને એક બીજાને મદદ.

ભાઇચારો રાખવા અને એક બીજાને મદદ કરવા મુસલમાની શાસ્ત્રમાં ઘણું કહેલું છે. તે વિશે ફરમાવ્યુ છે કે મુસલમાનો એક બીજાના દીની-ધર્મના ભાઇછે. તેથી તેમણે એક બીજા ઉપર જુલમ કરવો જોઇએ નહિં, એક બીજાને મદદ કરવા આનાકાની કરવી જોઇએ નહીં, કે એક બીજાનો તુચ્છકાર કરવો નહિં નેકીનું સ્થાન દીલ—અંતઃકરણ છે તેથી જે દીલ નેકીવાળું છે તે મુસલમાનને કદી હલકો ગણતું નથી. મુસલમાનને હલકો ગણવો એ બહુજ ખોટું છે. કોઇ મુસલમાનનું ખુન કરવું, તેની માલ મિલકત પડાવી લેવી, કે તેની આબરૂને નુકશાન પહોંચાડવું એ સઘલી બાબતો મુસલમાન ઉપર હરામ (મના) છે. તેણે કોઇ મુસલમાનનું ખુન રેડાય અને તેના માલને કે તેની આબરૂને નુકશાન થાય એવું કાંઇ કામ કરવું નહિં, કે એવો કાંઇ સુખન વાપરવો નહિં.

"ત્રણ શખસો જન્નત (સ્વર્ગ)માં જશે.

૧ પોતાની રૈયતનું ભલું કરનાર સદ્ગુણવાળો ન્યાયી રાજા.

૨ પોતાના સગાવહાલાં અને બીજાઓ સાથે નરમ દીલથી ચાલનાર.

૩ સદગુણી માણસ.

## ભાઇઓ સાથે નેક વર્તન.

વળી મુસલમાનોએ એક બીજા સાથે કેવી ફરજ અદા કરવી જોઇએ એ વિષે જ્યારે કોઇએ મહાન હઝરત મોહમ્મદ પયગમ્બર સલ્અમને પુછ્યું ત્યારે તેમણે ફરમાવ્યું કે આ બાબતો મુસલમાનોએ ખાસ અમલ કરવા જેવી છે (૧) કોઇ મુસલમાન મળે તો તેને સલામ કરવી. (૨) કોઇ મુસલમાન ખાવાને બોલાવે તો તેના ત્યાં ખાવા જવું. (૩) જ્યારે તે કાંઇ સલાહ પુછે તો તે બરાબર બતાવવી (૪) જ્યારે તે બીમાર પડે તો તેને જોવા જવું (૫) જ્યારે તે મરી જાય તો તેની મૈયતમાં જવું.

દુખી અને લાચાર માણુસ ગમે તે કોમનો હોય તો તેને પણ મદદ કરવા પાછા હઠવાનું નથી. કોઈ પણ માણુસ જાન ઉપર જુલમ થયો હોય તો તેને મદદ કરવી એ ખરા મુસલમાનની ફરજ છે. હદીસમાં છે કે ખરેખર કયામતના દહાડે ખુદા ફરમાવશે કે "હે બની આદમ (આદમના દીકરા) હું બીમાર હતો તો પણ તું મારી ખબર લેવા ન આવ્યો ? માણુસ કહેશે કે હે અમને સાચવનાર ખુદા, અમે તારી કેવી રીતે ખબર લઇ શકીએ ? તું તો આખા જગતનો માલીક છે. તને કોઇ બીમારીજ થઈ શકતી નથી. ત્યારે ખુદા ફરમાવશે કે હે માણુસ શું તું જાણતો નહોતો કે મારો ફલાણો બંદો (સેવક) બીમાર હતો ? તને ખબર પડી હતી છતાં તું તેને જોવા ન ગયો. શું તું જાણતો નહોતો કે તું તેને જોવા જાત તો હું તારાથી ઘણો રાજી થાત, અને તને ખ્યાલ કરત ? વળી ખુદા કયામતના દીવસે ફરમાવશે કે હે માણુસ, મેં તારી પાસે ખાવાનું માગ્યું હતું પણ તેં મને આપ્યું નહિ. માણુસ કહેશે હે મારા માલીક, તુંજ અમને બધાને

ખાવાનું આપે છે ત્યારે મારૂં શું ગજું કે હું તને આપી શકું ? વળી તને ભુખ નથી કે તુ ખાતો નથી તો મારાથી તે અપાયજ કેમ? ત્યારે ખુદા ફરમાવશે કે શું અમારા ફલાણા બંદાએ તારી પાસે રોટલી માગી નહોતી ? પણ તે આપી નહિ, શું તું એમ નહોતો જાણતો કે જો તું તેને ખાવાનું આપશે તો હું તેનો બદલો તને આપીશ ? વળી ખુદા તાલા ફરમાવશે હે માણસ, મે તારી પાસે પીવાનું પાણી માગ્યું હતુ છતા તે આપ્યુ નહી. ત્યારે માણસ કહેશે હે માલીક, તુજ આખા જગતને પાણી પુરૂ પાડનારો છે ત્યારે હું તને શું આપી શકુ ? વળી તને તરસ નથી કે તુ કોઇ દહાડે કાંઇ પીતો નથી તો પછી હુ આપુ શી રીતે ? ત્યારે ખુદા ફરમાવશે કે શું મારા ફલાણા બંદાએ તારી પાસે પીવાનું પાણી માગ્યું નહેતુ ? પણ તેં આપ્યું નહીં. શું તુ જાણતો નહેતો કે તું તેને પાણી આપશે તો હું રાજી થઇશ અને તને બદલો આપીશ ? [૧]"

## ગરીબોને મદદ કરવા તાકીદ.

"જે શખસ ખુદાને વાસ્તે તારાથી અગર બીજા કોઇથી ડરીને તારા આશ્રયમાં આવે તો તેને આશ્રય આપ. અને જે શખસ અલ્લાહને વાસ્તે તારી પાસે કાંઇ માગે તો તુ તે આપ. અને જે શખસ તને ખાવા બોલાવે તેને તું સારૂં ગણ અને તેનું નોતરૂં તું

---

૧ ખુદાએ પોતાના સાધારણ ગરીબ બંદાઓની તો એટલી બધી લાગણી રાખે છે કે પોતે તેમની બરાબર આવીને ઉભો રહે છે તો પછી પોતાના ખરા આશક જે ઓલીયાઓ છે તેમની તેને કેટલી લાગણી હશે તે વિચારવાનુ છે

કબુલ કર. અને જે શખસ તારૂં ભલું કરે અને તને ફાયદો કરી આપે તો તેનો બદલો તું તેને વાળી આપ, એટલે તું પણ તેનું ભલું કર. પણ જો તારી પાસે બદલો વાળી આપવાનું સાધન ન હોય તો જ્યાં સુધી તને એમ લાગે કે તેં તેને મટે ખુબ આશીર્વાદ માગ્યો છે અને તે તેના તરફ તારી પુરી ફરજ બજાવી છે ત્યાં સુધી તેને માટે ખુદા આગળ દોઆ માગ."

"એવું કહેતો ના કે લોકો અમારૂં ભલું કરશે તો અમે પણ તેમનું ભલું કરીશું અને અમારા ઉપર જુલમ કરશે તો અમે પણ તેમના ઉપર જુલમ કરીશું; પણ ઉ-ટો એમ કહે કે જો તેઓ અમારી ઉપર જુલમ કરશે તો પણ અમે તેમના ઉપર જુલમ કરીશું નહિ."

## માણસ જાત તરફ દયા ભાવ.

જે શખસ ખુદાના પ્રાણીઓ તરફ દયા ભાવ રાખે છે તેના ઉપર ખુદા પણ દયા ભાવ રાખે છે. તેથી માણસ ગમે તેવો સારો કે નઠારો હોય તોપણ તેના ઉપર દયા ભાવ રાખવો જોઇએ નઠારા ઉપર દયા ભાવ રાખવો એ તેને નઠારાપણથી રોકવા બરાબર છે અને તેથી સ્વર્ગમાના લોકો દયા ભાવ રાખનારથી ઘણા રાજી થાય છે"*

"સદગુણ અને સચ્ચાઇમાં આગળ વધવા હમેશાં કોશિષ કર."

"દરેકને મેટા દીલથી અને ભક્તિપૂર્વક મદદ કર. જે કોઇ

* આ ફરમાન પ્રમાણે મુસલમાનોએ હલકી વરણના હીંદુઓને પણ અસ્પૃશ્ય ગણ્યા નથી અને તેમના સાથે પણ આભડછેટ રાખ્યો નથી.

પોતાના મનુષ્ય ભાઇઓને મદદ કરે છે અને તેમનાં ભલા માટે કોશિષ કરે છે તેમને મનુષ્યને થતી હાની દુર કરનારને જેટલો સવાબ (પુન્ય) મળે છે તેટલોજ સવાબ મળે છે."

"ખુદાની બધી મખલુક (સૃષ્ટી) એ તેની પોતીકી છે માટે જે કોઇ તેના પ્રાણીનું વિશેષ ભલું કરશે તે ખુદાનો વિશેષ વહાલો ગણાશે."

"જે શખસથી માણસ જાતને સઉથી વધારે ફાયદો પહોંચે છે તેજ ખુદાની નજરમાં સઉથી સરસ માણસ છે."

"જે માણસ પોતાના ભાઇની તંગીઓ દુર કરવાની કોશિષ કરે છે તેને પછી તેમાં તે ફતેહમંદ થાય કે ન થાય તોપણ ખુદા તેના સઘળા ગુન્હા માફ કરે છે."

"જે શખસ પોતાના ભાઇને મદદ કરે છે તેને ખુદા કયામતના દીવસે મદદ કરશે."

"કોઇએ મહાન હઝરત મોહમદ પયગમ્બર સલ્અમને પુછ્યું કે ખુદાને સઉથી વધારે કોણ વહાલું છે. ત્યારે પોતે ફરમાવ્યું કે જેણે મખલુક (સૃષ્ટિ) નું સૌથી વધારે ભલું કર્યું હોય તે. વળી કોઇએ પુછ્યું કે કયા કામ સઉથી વધારે સારાં ગણાય છે? ત્યારે પોતે ફરમાવ્યું કે માણસનું મન રાજી રાખવું, ભુખ્યાને ખવરાવવું, આફતમાં આવી પડેલાને મદદ કરવી, દુખીઆંઓના દુઃખ મટાડવાં, અને જુલમમાં સપડાએલાંઓને છોડાવવાં જે શખસ પોતાનાં મનુષ્ય ભાઇઓને ખરા વખતે મદદ કરે છે અને જુલમના ભોગ

આઇ પડેલાઓની વ્હારે ચડે છે તેને ખુદા ક્યામતના દીવસ જરૂર મદદ કરશે. ×

ખુદા ફરમાવે છે કે "તું આખી ઉમર મારા ઉપર ભરોસો રાખ, કારણ કે હું એકલોજ બસ છું. લોભ ન કર, અને તારા જાતી ભાઈઓના માલની લાલચ ન રાખ. તું જે ચીજ તારે માટે પસંદ કરતો હોય તે તેમને માટે પણ પસંદ કર. તારા ગુસ્સા, મનોવિકાર અને લોભથી પોતાને બચાવ, કારણ કે એ ખરાબમાં ખરાબ ચીજ છે."

જે શખસ પોતાના નફ્સ (પાપી મન) ને અને પોતાની ખાહીશો (ઇચ્છાઓ) ને તાબે થાય છે અને તેમાં સપડાઇને બીજાઓ તરફની પોતાની ફરજો ભુલી જાય છે તે ખુદાની નજરમાં સહુથી ખરાબ અને નબળો છે.

## નેક કામ પાછળ મંડયા રહેવા ભલામણ.

"ગભરાએલાઓનું મન રાજી કરવું અને દુ:ખમાં આવી પડેલાઓનું દુ:ખ મટાડવું એના બદલા કાંઈ જુદાજ છે. દુ:ખના દીવસમાં સારા કામનો ખ્યાલ એક ધોધની પેઠે આવે છે, અને આપણો બોજો ઘસડી જાય છે."

" જે શખસ બોલીમાં, કામમાં, અને વિચારમાં, સાચો છે તેના સિવાય ખરી રીતે જોતાં બીજો કોઇ સાચો નથી."

---

× આ ફરમાન પ્રમાણે તો મુસલમાનોએ હીંદુઓ ઉપર જુલમ કરેલો નજ હોવો જોઇએ.

'જે શખસ પોતાના ભાઈનું તેની હાજરીમાં કે ગેરહાજરીમાં રક્ષણ કરે છે તેજ મર્દ છે.'

"ઇમાનદારી અને મર્દાઈ, કવિતા અને નરમાસ, પરોપકાર અને મીઠાશ, એ માણસના દિલથી તમામાં તાગ ગુણ છે."

'જેના તરફ પોતાની ફરજ બજાવવાની છે તેની તરફ જે શખસ પોતાની ખરી ફરજ બજાવે છે તે બધા કરતાં ડાહ્યો છે. ........ જે સૌથી વધારે ઊંચા દરજ્જા હોય તેનાં ચલણ સૌથી સારાં હોવાં જોઈએ. જે સૌથી વધારે ધનવાન હોય તે વધારે સદ્ગુણી હોવો જોઈએ. ...... લોભ કરતાં બીજી કોઈ ચીજ વધારે ખરાબ નથી.' "દયા કરવી એ સૌથી સારામાં સારો ગુણ છે. જુઠું બોલવું સૌથી મોટામાં મોટો દુર્ગુણ છે. જે શખસ પોતાનું કહેલું પાળે છે તે ખુદાનો સૌથી સારામાં સારો બંદો (સેવક) છે.

" ખરાબ સ્વભાવ એ સૌથી જબરામાં જબરી આફત છે."

" નાપાકીથી અલગ રહેવું એ સૌથી ચડતી ભક્તિ છે. ખરાબ કામથી દુર રહેવું એ ઉમદામાં ઉમદા કામ છે."

" જે શખસ પોતાની ખામીઓ જુએ છે તે સૌથી ડાહ્યામાં ડાહ્યો છે. જે પોતાને બીજા કરતાં હુશીઆર સમજે છે તે સહુથી વધારે બેવકુફ છે."[1]

" માણસ જાત ઉપર ઉપકાર કર્યો વગર ખાલી ખુદાની બંદગી કરવી એ રણની રેતીમાં પાણી નાંખ્યા બરાબર છે."

---

૧ આ ફરમાન ધ્યાનમાં રાખવાથી અક્કલનું અજીરણ થઈ શકતું નથી.

"પ્રમાનદારી એ એક એવી રોશની છે કે જે જન્નત (સ્વર્ગ) સુધીનો રસ્તો રોશન કરી આપે છે."

"અમલ (વર્તન) વગરનો ઇલ્મ કાંઈ કામનો નથી. રેહેણી વગર કેહેણીથી ફાયદો થતો નથી."

"ભાઇઓની ભુલો દરગુજર કરવી એ એક સખાવતનું કામ છે."

"જ્યારે બોલો ત્યારે ખરું બોલો. જ્યારે તમો મોટા હોદ્દા પર હોવ ત્યારે તમારા હાથ નીચેઓના સાથે નરમાશ અને મેહેરબાની થી વર્તો. જ્યારે આફતમાં આવી પડો ત્યારે ધીરજ ધરો. જ્યારે કોઈને સજા કરવાનો વખત આવે ત્યારે દયા વાપરો. જ્યારે કાંઇ ભુલ થાય ત્યારે માફી માગો. જ્યારે ઇન્સાફ ઉપર બેસો ત્યારે ખરો ન્યાય કરો. જ્યારે કાંઇ ગુન્હો (પાપ) થાય ત્યારે શરમાઓ. જ્યારે કોઇના ઉપર જુલમ થતો જુઓ ત્યારે તેને મદદ કરો."*

"જેનાથી તમને ફાયદો પહોંચે તેનો ગુણ માનો. આજીજી (નમ્રતા) અખ્તયાર કરવાથી તમારી કદર વધે છે. ખુદાને યાદ કરવા થી તેની મહેરબાની થાય છે."

"જે ઇલમનું શિક્ષણ આપે છે તે હમેશાં અમર રહે છે."

"બોલનાર માણસ તરફ જોવાનું નથી. પણ તે શું બોલે છે તે તરફ જોવાનું છે."

"હસદ કરનાર (અદેખા) માણસને કદી ચેન હોતું નથી. જ્યાં હસદ હોય ત્યાં ખરી દોસ્તી રહી શકતી નથી.

*જુલમ કે બળજોરી કરવાનું. ઇસ્લામમાં છેજ નહીં.

# જુઠથી દુર રહેવા તાકીદ.

" પરહેજગારી અને નેકી સિવાય (આકેબત—આવતી દુનિયા માટે) બીજું કાંઇ વધારે સારૂં ભાથું નથી."

" જે શખસ પોતાના નફસનો ગુલામ છે તે ખરાબમાં ખરાબ ગુલામગીરીમાં સપડાએલો છે. માણસનો તેના નફસ કરતાં બીજો કોઈ વધારે કટો દુશ્મન નથી."

"નૈયત (દાનત) સારી ન હોય ત્યાં સુધી કાંઇ કામ સારૂં ગણાતું નથી. તેમજ શુધ્ધ—ખરો અમલ (ચલણ) નહોય ત્યાં સુધી બોલનારનો સુખન શુધ્ધ—ખરો ગણાતો નથી."

" લોભ સાચને મારી નાંખે છે."

"જ્ઞાન એ સૌથી મોટી પ્રસાદી (ન્યામત) છે."

" મનની પવિત્રતા એ સઘળા સદગુણનો માવો છે."

"જાહેલપણું (અજ્ઞાનતા) એ બુરી કંગાલીયત છે."

"ઉપકાર કરતાં મેહેરબાની અને વિનય એ સારાં છે."

" બીજાની ભુલો દરગુજર કરવી એ ખેરાત કરતાં વધારે સારૂં છે."

" જ્યારે બદલો લેવાની સત્તા હોય ત્યારે માફી આપવી, અને કોઇ સતાવે ત્યારે તેમની તરફ ચાહના રાખવી એ ઘણા ઉમદા ગુણો છે."

" ઢોંગ એ પરહેજગારીનું સત્યાનાશ વાળનાર છે. ખેરાત કરીને ઉપકારનો ભાર મુકવો એ ખેરાતને હાની કર્ત્તા છે ગરજ (સ્વાર્થ) એ ડહાપણને ધુળમાં મેળવી દે છે."

"જે કાંઈ તમે નેકી કરો છો તેજ તમારી સાથે આવનાર છે. નેક કામ એ ખુદા સુધી પહોંચવાના પગથીઆં છે."

"બંને દુનિયાની સલામતી દોસ્તો ઉપર મહોબત અને દુશ્મનો ઉપર ઉપકાર એ બંને બાબતો ઉપરની તફસીર (સમજણુ) રૂપે છે."

એક બુઝુર્ગે કહ્યુ છે કે "મારા દિલની તખતી ઉપર મારા પવિત્ર પિતાના કેટલાંક વચનો કોતરાઈ ગયાં છે. તેઓ ફરમાવતા કે દીકરા, તું જો દુટી પડેલા (પડતીમાં આવી ગએલા) લોકો સાથે મળે તો તેમની જોડે બેઅદબ (ઉધ્ધત) થતો ના. અને તેમની તરફ હલકી નજરથી જોતો ના. જો તું આ દુનિયામાં એક પણ દીલ રાજી ન કરી શકે તો ભલે, પણ એક હલકામાં હલકા આત્માને પણ તું નારાજ કરીશ નહિં." +

"હે માણુસ, સારા માઠા બનાવોથી તેં સુખ દુઃખનો અનુભવ લીધો છે અને પરિણામે તેં ઉપકોર માન્યો છે તેમજ ફરીયાદો કરી છે પણ તું ઉંચા ટેકરે ચઢી બેસતો ના. નહીં તો તારી કોશીસ કાંઇ કામમાં આવવાની નથી. ઘાસના જેવો થઇ જા કે જે પવનની સામે ટકી શકે અથવા ઘાસના ભારા જેવો કે જે લોકો ખભે ઉપાડી શકે."

## નાના ઉપર હેત અને મોટાની અદબ.

બચ્ચાંઓ ઉપર હેત રાખવા અને મોટી ઉમરના માણુસોની અદબ કરવા મુસલમાની શાસ્ત્રમાં ઘણું કહેલું છે. હઝરત પયગમ્બર સલ્લમ ફરમાવે છે કે 'જે માણુસ બચ્ચાંઓની સાથે મહોબત રાખતો નથી અને જે મોટી ઉમરનાં માણુસોની અદબ કરતો નથી

તે આપણામાંનો નથી. તેમજ જે માણસ હલાલ (યોગ્ય) ચીજ કરવાનુ અને હરામ (અયોગ્ય) ચીજ નહિં કરવાનું કહેતો નથી તે પણ આપણામાંનો નથી."

વળી પયગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે "જે કોઇ જુવાન માણસ ઘરડા માણસનું તેની ઉંમરને લીધે સન્માન રાખે છે તેનું પણ તેની ઘરડી ઉંમરમાં સન્માન રાખવા ખુદા બીજા જુવાનીયા પેદા કરશે." વળી પોતે ફરમાવ્યું છે કે "જે કોઇ શખસ માયાથી કોઇ યતીમ-અનાથ બાળકના માથે હાથ ફેરવશે તો તે યતીમના માથાના જેટલા વાળને તેનો હાથ અડક્યો હશે તેટલા તેને ખુદાના આશિર્વાદ મળશે. અને જે કોઇ યતીમ છોકરા છોકરી સાથે નેકી કરશે તો તે અને હું જન્નતમાં એક બીજાની પાસે હોઇશું."

વળી પોતે ફરમાવ્યું છે કે "જે કોઈ અનાથ બાળકને રહેવા માટે જગા અને ખાવા પીવાનુ આપશે તો ખુદા તેને સ્વર્ગમાં એક જગા ઈનાયત કરશે અને તેના ગુના માફ કરશે."

" જે શખસ ખુદા તઆલાની મખલુક અને પોતાનાં બાળકો સાથે મહોબત નહિં રાખે તો ખુદા તેની સાથે મહોબત રાખવાનો નથી."

## દુઃખી ઉપર દયા.

દુખીઆ ઉપર દયા કરવાની અને આફતમાં ફસેલા અને નિરાધાર તરફ દીલસોજી કરવાની ઇસ્લામ ખાસ ભલામણ કરે છે.

" જે માણસો ખુદાના પ્રાણીઓ ઉપર દયા કરે છે તેમના ઉપર ખુદા દયા કરે છે."

"બીજાના ગુન્હા માફ કર કે તારા પણ માફ થાય. જો તારે દયાનો ખપ હોય તો મનુષ્ય જાત ઉપર પડતાં સંકટો માટે દીલગીરી જાહેર કર."

"જે શખસ યતીમ બાળક ઉપર દયા કરે છે તેના ઉપર કયામતના દીવસે ખુદા તાલા દયા કરશે."

"ખરેખર માણસને છોકરાંઓ ખુદાએ આપેલી ન્યામત (ભેટ) છે."

"જે બીજા ઉપર રેહેમ કરે છે તેના ઉપર આપોઆપ રેહેમ થશે. જે બીજા ઉપર આફતની વખતે દયા કરે છે તેના ઉપર ખુદા પોતે દયા કરશે."

"જે શખસ બીજાને માફી આપતો નથી તેને કદી માફી મળતી નથી."

ખુદા ફરમાવે છે 'હે મારા બંદાઓ, જો તમારે મારી રેહેમની જરૂર હોય તો મારા પ્રાણીઓ ઉપર રેહેમ કરો.

"જુલમગાર માટે કોઈ દોસ્ત અને કોઇ મદદગાર નથી."

"આરામવાળી જગામાં એજ લોકો જવાના છે કે જેનાં મન સાચાં શુધ્ધ અને દયાવાળાં છે."

જે ચીજ ખરા જીગરથી આપવામાં આવે છે અને જે સુખન દુઃખીઆના ઘા રૂઝવવા માટે જીભમાંથી કાઢવામાં આવે છે તેજ ખરી ખેરાત છે."

"વિનય (અદબ) અને પવિત્રતા એ ઇમાનના ભાગ છે.

"જે કોઇ વિનયવાળો અને પવિત્રતાવાળો હશે તેની કોઈ એબ કાઢશે નહિં."

"ખરો વિનય એ સર્વ સદ્‌ગુણનું મુળ છે."

" આજીજી (નમ્રતા) અને માણુસાઇ ( ગૃહસ્થાઈ ) એ ભક્તિના કામ છે.

"બીજાઓને માફી આપ, અને બધાને ભલું કરવા તથા બુરાઈથી દુર રહેવા જાગૃત કર."

',ખોટાં કર્મ કરનાર, નકામી મોટી મોટી વાતો કરનાર, અને જુઠું બોલનારથી આઘો રહે."

"જે શખ્સ પોતાને ગુસ્સો ચઢે તેને પી જાય છે, લોકોને માફી આપે છે, જે ખરૂં હોય તે કરે છે, અને ધર્મ પ્રમાણે પરહેજગારીથી ચાલે છે તેને ખુદા ચાહે છે."

" ધીરજવાળા, ગમ ખાનારા, અને પોતે સજા કરી શકે તેવા ગુના માફ કરનારા માણુસોને ખુદા તઆલા બદલો આપનાર છે."

ખુદા ફરમાવે છે કે "જે લોકો મુસીબત (સંકટ) ના વખતમાં સબર કરે છે (ધીરજ રાખે છે) અને પોતાના ઉપર ગુજરેલી સખતાઇ માટે માફી આપે છે તે ઉમદા નેકીનાં કામ કરનારા છે."...

## વચનના સાચા રેહેવું.

" નીમકહલાલ એજ લોકો છે કે જે પોતાને સોંપેલું કામ બરાબર અદા કરે છે, પોતાના સુખનથી પાછા હઠતા નથી, અને પોતાનું વચન બરાબર પાળે છે."

હઝરત મોહમ્મદ પયગમ્બર સદઅમ ફરમાવે છે કે " જે માણુસ બોલવા બેસે છે ત્યારે જુઠું બોલે છે અને જે માણુસ વચન આપે છે પણ તેનો ભંગ કરે છે અને કોઇ વાત કહી હોય તો તે ઉપર કાયમ રહી શકતો નથી તો તે મારામાંનો નથી, પણ અંદરખાને ફરેલ છે. (મુનાફિક છે.)

## ખેરાત.

ખેરાત વિષે મહાન હઝરત મોહમ્મદ પયગમ્બર સલ્લઅમે ઘણીજ તાકીદ કરી છે પોતે ફરમાવ્યું છે કે "દરેક ભલું કામ એ ખેરાત છે. તમારા ભાઇના સામું હસતે ચેહેરે નજર કરવી એ પણ ખેરાત છે. અને તમારા જાતિ ભાઇઓને નેક કામ કરવા બોધ કરવો એ પણ દાન આપવા બરાબર છે. ભુલા પડેલાને રસ્તો દેખાડવો એ પણ ખેરાત છે. આંધળાને મદદ કરવી એ પણ ખેરાત છે. રસ્તામાં પથ્થર અને કાંટા પડેલા હોય અને લોકોને તેથી કનડગત થતી હોય તો તે ત્યાંથી ખસેડી નાંખવા એ પણ ખેરાત છે. અને તરસ્યાને પાણી આપવું એ પણ ખેરાત છે."

"માણસ આ દુનિયામાં પોતાના જાતિભાઇનું ભલું કરે છે તે આખેરત (આવતી દુનિયા) માટે તેની ખરી પુંજી છે."

"જો કોઇ માણસ તને ગાળ દે અને તારામાં જે એબ હોય તે ઉઘાડે તોપણ તારે તેની એબ ઉઘાડવા તૈયાર થવું નહિં. એ કરશે તો એનો ગુન્હો ગણાશે સગાને ખેરાત કરવી એ સૌથી ઉત્તમ છે. ગરીબને ખેરાત કરવાથી એક તરેહનો સવાબ મળે છે પણ સગાંને ખેરાત કરવાથી બે તરેહના સવાબ મળે છે. એક તો ખેરાતનો બદલો અને બીજો સગાઇનો બદલો. લખેલું છે કે છુપી ખેરાતથી ખુદાની નારાજી દુર થઇ જાય છે. સૌથી ઉમદા ખેરાત એ છે કે જમણો હાથ આપે અને ડાબો હાથ ન જાણે."

## આજીજી.

"તું ચાહે તેવું ઝવેરાત પેહેરે પણ આજીજી (નમ્રતા) વગર તેનો ઝળકાટ કદી આવવાનો નથી. એ એવો ચમત્કાર છે કે તેની

આગળ સ્વર્ગ પણ પોતાના બારણાં ઉઘાડાં કરી નાખે છે, અને માણુસ પણ પોતાનું દિલ ખોલી દે છે. બધામાં મોટો માણસ એજ છે કે જેને નમ્રતાએ મોટો કર્યો છે. તેનું નમવુ એવુ છે કે જાણે એક ફળથી નમેલી ખુશનુમા ડાળી."

કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે 'અને તુ તરૂં મોં લોકોથી મરડ ના, અને જમીન ઉપર મલકાઇ ફુલાઇને ચ઼ાલ ના. બેશક, ખુદા દરેક આડંબરથી ચાલનાર અને આપ વડાઇ કરનારને ચાહતો નથી." વળી ફરમાવ્યું છે કે 'શું માણુસ જોતા નથી કે અમે તેને મની (વીર્ય) માંથી પેદા કર્યો છે! પછી તાને તે એક ખુલ્લો તકરારી છે"

"આ દુનીઆની જીંદગી માત્ર જુજ ભોગવટો છે પણ ખરેખર આવતી જીંદગી એજ હમેશનું રહેઠાણુ છે"

## સલાહ સંપ.

વળી ફરમાવ્યું છે કે "અને જો મોમેનોમાંથી બે ટુકડીઓ એક બીજા સાથે લડે તો તમે બંને વચ્ચે સલેહ કરવો.'

× × × × × "એક કોમે બીજી કોમની મશ્કરી કરવી જોઇએ નહી. × × × તમે પોતાના ધર્મ (ભાઇઓ)ની ખામી કાઢો નહિં અને તમે એક બીજાને ખરાબ ઇલકાબથી બોલાવો નહિ × × × તમારે એક બીજાની નીંદા કરવી જોઇએ નહિ શું તમારા માંનો કોઇ એવું ઇચ્છે છે કે તે પોતાના મુવેલા ભાઇનું ગોસ્ત ખાય? માટે તમે તે કામ ધિક્કારો અને ખુદાનો ડર રાખો. ખુદા તોબા-પશ્ચાતાપ કબુલ કરનાર અને રેહેમ વાળો છે."

## સ્ત્રીઓના હક [illegible] તકલીફ.*

કેટલીક તરફથી એમ દલીલ કરવામાં આવે છે કે ઇસ્લામમાં સ્ત્રીઓને રાહત નથી અને એક ઉપર એક ઓરત કરી તેમને ઘણી તકલીફ આપવામાં આવે છે × આના જવાબમાં આપણે કહીશું કે કોઇ માણસ પોતાના જાતી સ્વભાવને લીધે કદાચ પોતાની ઓરત સાથે નિભાવ ન કરે તેને માટે ઇસ્લામનો કાંઇ વાંક નથી કારણકે ઇસ્લામે તો ચોખ્ખું ફરમાવ્યુ છે કે "આખી દુનિયામાં સ્ત્રી એ એક "બેમુલ ચીજ છે" "ખુદાની કારીગીરી છે" અને "માણસોની માતા છે" ઇસ્લામ તો સ્ત્રીને "ખુદ મુખત્યાર" ગણે છે. તે ઉમરે પહોંચતાં પોતાનું લગ્ન ગમે તે મુસલમાન સાથે પોતાની મરજી પ્રમાણે કરી શકે છે અને પોતાની મહેર તથા સ્ત્રી ધનની તે પોતે એકલી માલીક છે. પોતાના માબાપ કે બીજા કોઇ સગા વહાલાની મીલકતમાં તેનો વારસો શરીઅત પ્રમાણે લાગે તે ગમે ત્યારે મેળવવાને પોતે હકદાર અને લાયક છે. માણસને ગમે તેટલા છોકરા હોય પણ બાપની મીલકતમાંથી બહેનનો હિસ્સો અપવા તેમનાથી ના પાડી શકાય નહી. તેઓ ના પાડે તો તેમનું ચાલે નહી. તે પોતાની તમામ મીલકતની સ્વતત્ર માલીક છે. એ જીવતી છે ત્યાં સુધી તેની મીલકત ઉપર કોઇનો અખત્યાર નથી. બીજી કોમોમાં તેમ નથી. બાપને છોકરો હોય તો છોકરી કે વિધવા માને જરા પણ હિસ્સો મરનારની મીલકતમાંથી

---

*અહીંથી જે લખાણ શરૂ થાય છે તે પાછળથી વધારેલુ છે. મૂળ લખાણમાં આ બાબત નથી.

×આવી વાતો તો હીંદુ કોમની પણ થાય છે.

બીજી કોમોમાં મળતો નથી પણ ઇસ્લામમાં તેમ નથી. ઇસ્લામમાં તો છોકરી, બહેન, મા, કે ઓરત ગમે તે પોતાના હક પ્રમાણે પોતાને પોસાતો વારસો ગમે તે વખતે મેળવી શકે છે.

ઓરત મરદમાં જે સંતોષ, પ્રેમ, સંપ, મોહબત તથા એક બીજાની લાગણી હેવી જોઇએ તેનો ખીયાલ રાખીનેજ કુરાને શરીફમાં મરોદોને સંબોધીને ફરમાવ્યું છે કે "સ્ત્રીઓ તમારો પોશાક છે અને તમે સ્ત્રીઓના પોશાક છો." એટલે જેવી રીતે લુગડાં માણસો માટે સુખ, શોભા તથા અંગ ઢાંકવાના સાધન છે તથા હમેશાં અંગ સાથેજ રહે છે તેમ સ્ત્રીઓ પણ મરદો માટે આરામ, સુખ, પવિત્રતા, પ્રમાનદારી, તથા સંતોષનું સાધન છે. આ હિસાબે તે અડધું અંગ (અર્ધાંગના) ગણાય એ ઉઘાડુંજ છે. આથી ચોખ્ખું માલમ પડે છે કે ઇસ્લામમાં સ્ત્રીનો દરજ્જો જરા પણ ઉતરતો નથી.

વધારે ઓરતો કરવાની બાબત જે ઇસ્લામમાં છે તે વિશે કોઇ ટીકા કરે તો તેના જવાબમાં કહેવાય એવું છે કે વધુ ઓરતો કરવા ઇસ્લામે કાંઇ ફરજ પાડી નથી પણ ખાસ જરૂર હોય તેવે પ્રસંગે સગવડ કરી આપવા એક મરજીઆત રસ્તો રાખેલો છે. એક સ્ત્રીને ઓલાદ ન થાય કે તેને કાંઇ ભયંકર બીમારી હોય તો જો એવી થોડી ઘણી પણ છુટ હોય તો મરદ બીજી સ્ત્રી કરી ઓલાદ તથા રાહત મેળવી શકે છે. પણ જો કાંઇ એવો રસ્તોજ ન હોય તો આખી ઉમર ઓલાદ અને સુખ માટે તે તરફડીઆં મારીને મરી જાય તો પણ તેને મળે નહીં. તે સાથે બધી ઓરતોને સરખા પાયા ઉપર રાખવાની ખાસ તાકીદ છે. વળી ઇસ્લામમાં છુટા છેડા કરવા હોય તો પણ કાંઇ મનાઇ નથી. તેમ વિધવા સ્ત્રીને ફરી પરણવા જરાપણ રોકટો

નથી એટલુંજ નહીં પણ તેને તાકીદ છે કે ફરી જલદી પરણી લેવું. આવી ચોખ્ખી બાબતો જ્યાં હોય ત્યાં કોણ કહી શકે એમ છે કે ઇસ્લામમાં સ્ત્રીએને દુઃખ કે તકલીફ છે?×

## બંદગી, અપવાસ, દાન, અને યાત્રા.

એક ખુદા.—ઉપલી બાબતો ઉપરાંત ઇસ્લામમાં ફક્ત એકજ ખુદાને સર્વ શક્તીમાન માની તેની પુજા કરવાનું ફરમવેલું છે. એકજ ખુદા સિવાય કોઇનો પણ પુજા કે બંદગી કરવાનો હુકમ નથી મહાન હઝરત મોહમ્મદ પયગમ્બર સ૦ અ૦ વ૦ સ૦ ખુદાના ખાસ અને સઉથી છેલ્લા પયગમ્બર છે. મહાન હઝરત પયગમ્બર સ૦ ના ફરમાન પ્રમાણે ચાલી ખુદાને જે સારી રીતે રાજી કરી ગયા તે ઓલીયાઓ છે જે ખુદાના આશક હોવાથી ખુદા તેમની દુવા કબુલ કરે છે. આ લોકોનું કામ ફક્ત દુવા કરવાનું છે. કબુલ કરવાનું કામ ખુદાનુ છે. તેઓ સઉ ખુદાના હુકમને તાબે હોવાથી ઇસ્લામમાં બીજા કોઇની પુજા નહીં કરતાં ફક્ત એકજ ખુદાની પુજા કરવાનુ ફરમાવેલું છે.*

---

×વધુ ઓરતો પરણવાનો રિવાજ તો હીંદુ ભાઇઓમાં પણ છે વળી ઇસ્લામમાં પરદાનો રિવાજ છે તેની ખુબીઓ બતાવવાનો આ પ્રસંગ નથી એટલે બતાવી નથી. દુનિયામાં જેટલા કજીઆ ઉભા થાય છે તેનાં બાર આની ઓરતની બાબતથીજ ઉભા થએલા હોય છે એટલે ઓરતના પરદામાં રહેવાથી તે ઘણાજ ઓછા થઇ જાય છે.

*આ વાતને તો કોઈ પણ ધર્મના લેકો બુરું મગી શકે એમ નથી.

નમાઝ.—મરદ કે ઓરત ગમે તે હોય પણ રાત દીવસમાં થઈને પાચ વખતની નમાઝ તેને પઢવી ફરજીઆત છે. વળી તે સાથે દરેક નમાઝ પહેલાં મ્હોડું તથા હાથપગ ધોવાની એટલે વુઝુ કરવાની સખત તાકીદ છે

દીવસમા પાચ વખત પાક સાફ થઈ ખુદાને યાદ કરી તેની ફરજીઆત બંદગી કરવાની તાકીદ ઈસ્લામ સિવાય તો કોઈ પણ ધર્મમા નથી. તો જે ધર્મ ખુદાની દીવસમા પાચ વખત ફરજીઆત બંદગી કરવાનું શીખવતો હોય તે કોઈ પણ રીતે ઉતરતો ગણવાને લાયક ન હોઈ શકે

રોઝા—ખુદાની આવી હમેશની બંદગી સાથે બાર મહીને એક મહીનો ફરજીઆત રોઝા રાખવાની પણ સખત તાકીદ છે. તે રોઝા આપણા હીંદુભાઈઓ જેવા અપવાસ નથી કે તેમા મેવા, મીઠાઈ, દુધ શાકર, શરબત, પાણી વિગેરે લઈ શકાય. પણ તે તો એવા છે કે આખો દીવસ સવારથી સાંજ સુધી ખાવાનું તો શુ પણ પાણીનું એક ટીપું પણ ગળામાં ઉતારી શકાય નહી. આ કસોટી ખુદાના નામની કાંઈ ઓછી નથી[1] એ પણ બંદગીજ છે.

વળી રોજ નાહવાને પણ ઈસ્લામ કાંઈ મના કરતો નથી પણ સારૂં ગણે છે. મસજીદના એક હોજમાં ઘણા મુસલમાનો મોહોડું તથા હાથ પગ ધુવે છે તેને માટે કેટલાક હીંદુભાઈઓ ટીકા કરે છે પણ તેઓ કોઈ મદીર આગળના નાના કુડમાં હજારોની સંખ્યામાં નહાય છે તે યાદ રાખે તો તેમને ટીકા કરવાનું મન થાય નહીં.

૧ આવા અપવાસ કરવાના કામને પણ કોઈથી બુરૂં ગણાઈ શકે એમ નથી.

**ઝકાત.**—તે ઉપરાંત દરેક ઇસ્લામીને બાર મહીને પોતાની પુંજીમાંથી સેંકડે અડી રૂપીઆ ખેરાત (ઝકાત) ફરજીઆત આપવાનો હુકમ છે. ગમે તેટલો માલ તેની પાસે હોય પણ ઉપલા હિસાબે જે કાંઇ ઝકાત લાગુ પડે તે પણએ પઇ ગરીબોને આપી દેવાને તે બંધાએલ છે આ પણ એક જાતની ખુદાની બંદગી છે.

હજ.—ઉપલા ફરમાનો સિવાય એક ફરમાન જો સાધન હોય તો મક્કે જઇ હજ (યાત્રા) કરવાનો પણ છે. હજ એ પણ એક જરૂરી બાબત ગણાય છે.[2]

હવે જે ધર્મમાં દીવસમાં ઓછામાં ઓછા પાંચ વખત પાક સાફ થઇ નમાઝ પઢવાની, બાર મહીનામાં ઓછામાં ઓછા એક મહીના સુધી રોઝા રાખવાની, પોતાની પુંજીમાંથી સો રૂપીએ અડી રૂપીઆ દર વરસે ખેરાત કરવાની. તથા સાધન હોય તો યાત્રા-- હજ કરવા જવાની તાકીદ હોય તે ધર્મ શું ઉતરતો ગણવાને લાયક છે ?

## માંસ ખાવાનો રિવાજ.

કદાચ એમ કહેવામાં આવે કે મુસલમાનો ગોસ્ત (માંસ) ખાય છે અને જનાવરો કાપે છે તેથી તેઓ દયા વગરના છે અને તેથીજ ઘાતકી ગણાય છે. જો આ દલીલ ખરી હોય તો આપણે કહીશું કે તમામ હીંદુ વસ્તી જે તેત્રીસ કરોડની ગણાય છે તેમાંથી થોડા ઘણા બાદ કરતાં સાડી બાવીસ કરોડથી પણ વધારે હીંદુઓ ઉઘાડે છોગે આખા હીંદુસ્તાનમાં માંસ ખાય છે અને ઝટકાથી

---

૨ હજ--યાત્રા કરવી એ પણ સારૂ કામ છે.

જનાવરોનું માથું ઉડવી નાખે છે અને તેનું માંસ ખપમાં લે છે. જ્યારે હીંદુભાઇઓ હઝારોની સંખ્યામાં જનાવરો રોજ ખાય છે, ઉઘાડા છોગે હઝારો મણ ગોશ્ત અને સેંકડો મણ માછલાંના સોદા કરે છે અને તેનો છુટથી ખાવામાં ઉપયોગ કરે છે તે દયાવાળા ગણાય છે અને મુસલમાનોને તેજ ચીજોનો હદમાં રહીને ઉપયોગ કરવા છતાં પણ ઘાતકી, જુલમી, અને મ્લેચ્છ એટલે કસાઇ કહેવામાં આવે છે એ પણ જોવા જેવી વાત છે.*

ઇસ્લામી મહાત્મા—ઓલીયાઓ તો તમામ દયા અને પરોપકારના ખાસ નમુના હતા. તેઓ કોઇ ઉપર જરા પણ સખતી કરવાને તો શું પણ કોઇ ઉપર થતી સખતી જોવાને પણ રાજી નહોતા એટલુંજ નહીં, પણ કેટલાક તો દહીં દુધમાં પણ લોહી તથા ચરબીનો ભાગ આવે છે એમ ગણી દહીં દુધથી પણ પરેજી કરતા હતા. અને આ પરેજીને "તર્કે હેવાનાત" કહેતા હતા. પંજાબ, સીંધ, બંગાલ, મદરાસ, દક્ષિણ કચ્છ પ્રાંતો, મારવાડ, દેશી રાજ્યો વિગેરે ઠેકાણે હીંદુભાઇઓમાં જેમ હાલ માંસ ખાવાની છુટ છે અને તેમનામાં તેનો છડેચોક ઉપયોગ થાય છે તેમ મુસલમાનોમાં પણ તેની છુટ છે. પણ જે લોકો ખુદાના રસ્તે લાગેલા છે તેમને પોતાનું મન કાબુમાં રાખવા માટે જો માંસની પરેજીની જરૂર દેખાય છે તો બેશક તેઓ તેનાથી અલગ રહે છે અને પરેજી પાળે છે. માંસ નહીં ખાનારા હીંદુભાઇઓની હાલત પણ તેવીજ છે બાકી તેમનામાં

---

*પહેલાં હીંદુભાઇઓએ પોતે તેનો રિવાજ કહાડી નાખવો જોઇએ.

ખાનારાઓની સંખ્યા કાંઈ નાની નથી.× કેટલાક હીંદુઓ કહે છે કે હીંદુઓમાં માંસ ખાવાની શાસ્ત્રથી પરવાનગી નથી જ્યારે પરવાનગી નથી તો પણ હીંદુભાઈઓની ઘણી મોટી સંખ્યા ખાય છે તો પછી મુસલમાનો ખાય તો તેમને હીંદુભાઈઓ ખોટા અને હલકા ગણે એ તાજુબ થવા જેવું છે. વળી યુરોપીયનો, જાપાનીસો, ચીનાઓ, આફ્રીકનો, અમીરકનો વિગેરે તમામ દુનિયાના માણસો બકરાં ઘેટાંનું માંસ તો શું પણ ગાય સુખાનું માંસ ખાય છે તેનું કાંઈ નહીં અને ફક્ત મુસલમાનોજ બુરા ગણવામાં આવે છે. પણ એમાં બંને કોમને લડાવી મારવાની હિકમત રહેલી છે. હીંદુભાઈઓને. વાંક નથી.

## શું હીંસા કરનારા મહાત્મા નથી ગણાતાં ?

કેટલીક વખત કોઈ ઇસ્લામી બાદશાહ કે સરદારની વાત આગળ ધરવામાં આવે છે કે એણે ફલાણા ફલાણા માણસોને મારી નાખ્યાં અને બેહદ જુલમ કર્યો તેથી ઇસ્લામની તાલીમ સારી નથી. હવે કોઇ સખસ પોતાના જાતી સ્વભાવ કે અંગત કારણને લીધે કોઇને મારે કે કોઇ ઉપર સખતાઈ કરે તેમાં ધર્મને શું લેવા દેવા

× ઘણા હીંદુઓ કહે છે કે અમને માંસ ખાવાની પરવાનગી છે તેથી અમે ખાઇએ છીએ. તો હું જીવદયાના હિમાયતી તરીકે હીંદુભાઇઓને નમ્રતાથી ભલામણ કરૂં છું કે પહેલાં તેમણે માંસ ખાવાના રિવાજને પોતાની સમાજમાંથી તદન કહાડી નાખવો જોઇએ અને પછી ધીમે ધીમે બીજાઓ પોતાની તરફ ખેંચવા કોશીસ કરવી જોઇએ અને જીવદયા મ[illegible]ઓ જે સારૂ કામ કરી રહી છે તેમાં સામીલ થવું જોઇએ. પારસીઓ પણ માંસ છુટથી ખાય છે.

છે? એક સંસારી માણુસ પોતાની મતલબને માટે કાંઇ સખતાઇના કામ કરે તો તેને માટે ધર્મ શી રીતે જોખમદાર કહેવાય. હીંદુ ભાઇઓમાં રામચંદ્રજી એક મોટા પુજનીય અવતારી પુરૂષ ગણાય છે અને તેમના નામની તેઓ હમેશાં માળાઓ ફેરવે છે તેમણે સીતાને લઇ જવા માટે ફક્ત રાવણુ એકલોજ ગુંનહગાર હતા છતા આખી લંકા નગરી બાળી મુકી હતી. વળી શ્રીકૃષ્ણુ જે હીંદુ ભાઇઓમાં ભગવાન રૂપે ગણાય છે તેમણે રાણી રૂક્ષ્મણી સાથે ફક્ત લગન કરવા માટે હજારો જાનૈયાઓને મારી નાખી તેને પરણુવા જતા વરને પણુ કતલ કર્યો હતો અને રૂક્ષ્મણી સાથે જોર જુલમથી લગન કર્યું હતું. વળી પરશુરામને પણુ હીંદુ ભાઈઓ ભગવાનના અવતાર તરીકે માને છે તેમણે પણુ પોતાના બાપના ખુનનો બદલો લેવા એકવીસ વખત ભારે કતલ ચલાવી દુનિયામાથી ક્ષત્રીઓની જડ કહાડી નાખવા સુધીની કોશીશ કરી હતી.

ઉપલા ત્રણે દાખલાઓમાં હીંદુભાઇઓના પુજનીય પુરૂષોએ ઘણા લોકોના પ્રાણ લીધાં છે છતાં તેઓ તેમને પુજે છે અને કોઇ સંસારી બાદશાહ કે સરદારે કાંઇ કામ એવું કર્યું તો તેને માટે ઇસ્લામનો દોષ કહાડે છે એ ફક્ત સમજ ફેરનુંજ કારણુ છે બીજું કાંઈ નથી.*

---

* આ દાખલા ફક્ત દલીલને ખાતર આપવામાં આવ્યા છે. નહીં તો જેમને હીંદુ ભાઇઓ મહાત્માઓ સમજે છે તેમને મુસલમાનો કાંઇ હલકા ગણુતા નથી.

# મડદાં દાટવાનો રિવાજ.

જો કદાચ એમ કહેવામાં આવે કે મુસલમાનો મુડદાને જમીનમાં દાટે છે તેથી જીવજંતુઓ તે લાશને ખાય છે અને તેથી તેને તકલીફ પહોંચે છે અને તેની ઉપર જુલમ થય છે. આ વાતની ઉંડાણમાં હાલ ઉતરવાનો વખત નથી તેથી એટલુંજ કહીશું કે લાશમાં જીવ નહીં હોવાથી તેને તકલીફ પહોંચતી નથી. અને જો લાશને વગર જીવે તકલીફ પહોંચતી હોય અને તેના ઉપર તેથી જુલમ થતો હોય એવું જો હિંદુભાઇઓ માનતા હોય તો પછી લાશને બાળી ભસ્મ કરવામાં કયાં તકલીફ નહીં થતી હોય ! ત્યારે તે હિસાબે તો એ પણ જુલમ અને પાપજ ગણાય.

વળી હીંદુ ભાઇઓમાં કોઇ મોટો માંણસ મરી જાય છે તો તેમને માટે સુખડનાં લાકડાં અને સાધારણ મરી જાય છે તો બાવળના લાકડાં બાળવા માટે લાવવામાં આવે છે એટલે મરી ગયા પછી અવલ મંજલે પહોંચાડવામાં પણ ગરીબ અમીરમાં ભેદ રહે છે. દાટવામાં તેવું નથી. બધાને એકજ પ્રકારના કફનથી એકજ પ્રકારની જમીનમાં દફનાવવામાં આવે છે.

વળી જો ઘણીજ ગરીબાઇને લીધે લાંકડાના પઇસા ન મળે અથવા ખાસ એવી જગાએ હોય કે એવા સંજોગોમાં હોય કે ત્યાં લાકડાં ન મળી શકે અથવા લાવવાનું ન બની શકે તો તેવી હાલતમાં મડદાને જમીનમાં દાટયા વગર છુટકોજ નથી. એટલે દાટવાની રીતે સઉથી સહેલી અને સુગમ પડતી છે એમ એ ઉપરથી જણાય છે. બાળવામાં લાકડા વિગેરે મેળવવાની મુશકેલી કેટલીક વખત નડે છે. તેથી તેવી કોઇ મુશકેલી મડદાને અવલ મંજલે પહોંચાડવામાં ન

નડે તેટલા માટે ઇસ્લામે દફનાવવાનો હુકમ આપેલો છે. વળી મુડદુ બળીને પણ આખરે તો માટીમાંજ જાય છે. તો પછી પહેલાંથીજ માટીમાં દફનાવવા ઇસ્લામે ગોઠવણ રાખી છે. હીંદુભાઇઓમાં પણ જે તેમનામાં હલકી વરણના ગણાય છે અને જે ગરીબ હાલતના છે તે તો પોતાના મુડદાંને જમીનમાંજ દાટે છે તો પછી દાટવામાં જો ભયંકર પાપ હોય તો તો આ ગરીબ લોકો માટે તો મુક્તીની આશા જેવું કાંઇ રહેતુંજ નથી. ના, પણ તેમ નથી. હીંદુભાઇઓ તેને બુરૂં માનતાજ નથી. બલકે તેમનામાં તો એવું છે કે જ્યારે કોઇ ચડતો સન્યાસી કે સારો બ્રહ્મચારી ગુજરી જાય છે તો તેની લાશને જમીનમાં દાટે છે. જો દાટવામાં બુરાઇ હોય તો સન્યાસી અને બ્રહ્મચારી જે સાધારણ માણસો કરતાં ધર્મમાં ચડતા દરજ્જાનો ગણાય છે તેને શા માટે દાટવામાં આવે છે એનો વિચાર કરવો જોઇએ જો દાટવાનું કામ બુરૂ હોય તો એવા ચડતા ગણાતા માણસને હીંદુ શાસ્ત્ર શા માટે દાટવાની પરવાનગી આપે છે? એથી સાબિત થાય છે કે દાટવાનુ કામ કાંઇ બુરૂ નથી એટલે આ હિસાબે પણ મુસલમાનો કાંઇ ખોટે રસ્તે નથી.

કેટલાક હીંદુભાઇઓ એવી દલીલ કરે છે કે લાશ જમીનમાં દાટવાથી તેમાં જંતુઓ–ઝીણા કીડા પેદા થાય છે અને તે હવામાં ફેલાઇ હવાનો બિગાડો કરે છે જેથી રોગ ફેલાવાનો ભય રહે છે. આખું યુરોપ, આખું અમેરીકા, આખું આફ્રિકા, આખું આસ્ટ્રેલીઆ, વિગેરે જેવા દુનિયાના તમામ ભાગમાં બધાજ લોકો પોતાના મુડદાં જમીનમાં દાટે છે. આવા વદક અને સુખાકારીની બાબતોમાં આજકાલ યુરોપ, અને અમેરીકાના લોકો તો સહુથી આગળ વધેલા

ગણાય છે. તો તેમને દાટવાથી લાશમાંના જંતુઓ બહાર નીકળી હવા ખરાબ કરે છે તે ન દેખાય એ પણ અજાયબ થવા જેવું છે. પણ એ ભાઇ-ઓને એ ખબર નથી કે અહીં સરકાર તેમજ મ્યુનીસીપાલીટી જે સુખા-કારીને માટે હમેશાં કાળજી રાખે છે તે પણ નિવારસી લાશોને પોતાના નોકરો મારફતે દાટવાનોજ પ્રયોગ કરે છે.

મુસલમાનોમા જે લાશો દફન કરવામાં આવે છે તે જમી-નમાં પાંચ ફુટ નીચે એટલે લગભગ એક માથોડા જેટલે ઉંડે ગાડવામાં આવે છે અને તે સાથે કપુર તથા બીજી એવીજ જંતુ નાશક ખુશબોદાર ચીજો કફનના અંદરના ભાગમાં મુકવામાં આવે છે કે જેથી જંતુઓ કે બદબો પેદા ન થાય. અને કદાચ પેદા થાય તો પણ પાંચ ફુટનું માટીનું થર લાશની ઉપર એવું મજબુત હોય છે કે તેમાંથી જરા પણ પવન બહાર આવે એ તદન બનવાજોગ નથી. એટલે હવા બગ-ડવાની જે દલીલ છે તેતો ટકી શકતી નથી. કારણકે જો એવું હોય તો આજના યુરોપીઅન ડાકટરો અને ગોરા અમલદારો તેને એકદમ પકડી લઇ તે ઉપર અમલ કરવા તૈયાર થઇ જાય. પણ તેઓ પોતે તો પોતાની લાશો લઇ જમીનમાં દાટે છે તો પછી આ બાબત તેમના ધ્યાન બહાર હોય એ મનાયજ કેમ ? ઉલટા લાશો બાળવાથી તેની બદબો હવામાં ફેલાય છે અને મસાણની આજુબાજુ વસનારા લોકોને તેની અડચણ પહોંચે છે એમ તે લોકો વારંવાર કહયા કરે છે. વળી જયારે પ્લેગ, કોલેરા ખાઇ વિગેરે ચેપી રોગોના દરદી-ઓની લાશો બળે છે ત્યારે તો હવામાં બિગાડો થાય એ બનવા જોગ છે. પણ આપણું કામ એ વિશે ટીકામાં ઉતરવાનું

નથી પણ ફક્ત આપણી દફનાવવાની રીત ઉપર જે આરોપ મુકવા-વામાં આવે છે તેનો ખુલાસોજ કરવાનો છે તેથી આટલું કહ્યું છે.

વળી યુરોપીયન—ગોરા લોકો જે પોતાની લાશોને દાટે છે તેમણે તો કબરોની ખુબીઓના ઘણા વર્ણન પુસ્તકોમાં કરેલા છે. એક અંગ્રેજ વાશીંગટન ઈર્વીંગ નામે અમેરીકનો એક મોટો ગ્રંથકાર થઈ ગયો છે તેણે પોતાની "સ્કેચ બુક" નામની કિતાબ માં જણાવ્યુ છે કે કબરો જેમાં આપણા વાહલા સ્નેહીઓની લાશો દફનાવેલી હોય છે તે પાછળ રહેલા દુખી માણસો માટે એક દિલાસા રૂપ છે. કારણ કે ત્યાં જઈ તેમને માટે પ્રાર્થના કરવામાં આવે અને તેમના ઉપર ફુલ ચઢાવવામાં આવે તો તેમને મળવા જેટલો સંતોષ થાય છે અને દુઃખીને દિલાસો મળે છે. કારણ કે કબર એ મરનાર ની લાશ ત્યાં દફન થઈ છે એની ખાસ નિશાની છે. વળી તે કબર જોવાથી માણુસને પોતાનુ મોત પણ યાદ આવે છે કારણ કે તે કબર જુવે છે તો પોતાના મનમાં ખીયાલ કરે છે કે કોઈ દહાડો આપણે પણ આજ પ્રમાણે કબરમાં જવાનું અને માટીમાં મળવાનું છે. આવો ખીયાલ કબરો જોવાથી વારંવાર તેના મનમાં પેદા થતો રહે છે તો તે ગુનાહ તરફ ઓછો ખેંચાય છે અને નેકી તરફ લાગે છે. કબરની આવી આવી ખુબીઓ તો અંગ્રેજ લેખકોએ ઘણી કીતાબોમાં બતાવેલી છે જેને એક ઠેકાણે ભેગી કરવા બેસીએ તો એક મોટું દફતર થાય. ઇસ્લામમાં પણ કબરમા દફનાવવાની ઘણી ખુબીઓ બતાવેલી છે જેનું વર્ણન અહીં કરવાથી ઘણું લંબાણ થઇ જાય એમ છે.

હવે જે લોકોની લાશો બાળવામાં આવે છે તેમની નિશાનીઓ

કબરની માફક કાંઇ રહેતી નથી કારણ કે એકજ ઠેકાણે બધા મુડદા બાળવામાં આવે છે એટલે બધી લાશોની રાખનો એકજ ઢગલો થાય છે અને ત્યાં વધારે રાખ ભેગી થાય છે તો કહાડી નાખવામાં આવે છે કે કાંતો પવનથી ઉડી જાય છે એટલે કોઈ સ્નેહીના મરવા પછી તેની કાંઇ પણ નિશાની કબરના રૂપમાં રહેવા પામતી નથી કે પાછળ રહેલા દુઃખી માણસ ત્યાં જઈને ફુલ ચડાવી થોડી વાર બેસી તેની નિશાની જોઇ સંતોષ મેળવે એટલે દાટવામાં ઘણા ભેદ રહેલા છે જેને યુરોપ, અમેરીકા, આફ્રિકા, આસ્ટ્રેલીઆ જેવા દુનિયામાં આગળ વધેલા લોકો પણ કબુલ કરે છે અને પોતાના મુડદાંઓને તે પ્રમાણે દાટે છે.

ઉપલી તમામ હકીકત ઉપર નજર કરતાં ચોખ્ખું જણાય છે કે મુસલમાનો જે પોતાની લાશોનો દફનાવે છે તેમાં તેઓ ઉલટે રસ્તે નથી

## સુન્નત કરાવવાનો નિયમ.

કેટલાક હીંદુભાઇઓ સુન્નત કરાવવાના રિવાજને મહા ભયંકર સમજી તેની તરફ હલકી નજરે જુવે છે પણ હવે જમાનો એવો આવ્યો છે કે સમજુ ભાઇઓ સમજવા લાગ્યા છે. સુન્નત કરવામાં ફક્ત છોકરાની પેસાબની જગાના આગલા ભાગમાં જે ફાલતું ચામડી લટકતી હોય છે તેનો થોડો ભાગ નાનપણમાં હજામ કાપી નાખે છે. અને તેનેજ સુન્નત કે મુસલમાની કરવી એવું કહે છે. હવે આપણે સમજાવવાની ખાતર કહીશું કે પેસાબ કરવાની જગા એ ઘણી નાજુક જગા છે. તેની ઉપર જે ચામડી હોય છે તે

ઢાંકણુ રૂપે છે જે હમેશાં ખોલ બંધ થયા કરે છે. તેની તરફ ઘણા લો.કો બેદરકારી રાખે છે તેથી તેમાં મેલ મની (વીર્ય) તથા પેસાબના છાટાં ભરાઇ રહે છે જેથી શરીર અને કપડાં હમેશાં નાપાક થયા કરે છે એટલુંજ નહીં પણ આગળ જતા ચાલુ બેદરકારીને લીધે તે જગામા દુર્ગંધ—મદઓ પેદા થાય છે અને ચાંદીઓ પડી પછી સળો લાગે છે આ સળો નાજુક જગાએ હોવાથી તેમજ તેની ઉપર હમેશા ચામડી ઉઘાડ બંધ થતી રહેતી હોવાથી ચાંદીના જખમને જલદી રૂઝ આવવા દેતી નથી એટલુંજ નહી પણ માણસને તે ભયંકર રોગથી હમેશાં ઘણીજ તકલીફમાં રાખે છે. વળી આ રોગ વૈદક નિયમ પ્રમાણે ઘણો ચેપી હોવાથી દીવસે દીવસે તેનો ચેપ પુરૂષો તથા સ્ત્રીઓમાં હમેશા વધતો જાય છે. અને સમાજને કમ તાકત અને નબળી પાડી દેશનું હીર ખોઇ નાખે છે. આ એક સામાન્ય ચેપી રોગ સમાજમાં થવા ન પામે અને દેશની અધોગતી ન થાય તેટલા માટે ઇસ્લામમાં એ કાયદો ઠેરવવામા આવ્યો છે કે દરેક જણાની સુન્નત કરવી કે સમાજ આવા ભયંકર રોગના ચેપથી સહીસલામત રહે. વળી આ સુન્નત ઘણે ભાગે નાની ઉમરમાં કરવામાં આવે છે એટલે બચ્ચાંઓને વધારે નડતર પણ થતી નથી કારણકે કુમલી ચામડીને ઑપરેશન કરતાં કાંઇ વાર પણ લાગતી નથી અને તરતજ આરામ થઇ જાય છે.

શીતળાની બિમારી એક ઘણી ભયંકર અને ચેપી ગણાય છે જેમાંથી બચવાને માટે આજકાલ ડાક્ટરી સલાહ પ્રમાણે નાના બાળકો અને મોટી ઉમરના માણસોને શીળી ઓદાવવાનો એક સામાન્ય નિયમ થઇ પડયો છે બલકે સરકારી કાયદો ઠેરવવામાં

આવ્યો છે. આ શીશી ટાંકવામાં માણસના બંને હાથ પર છ ઠેકાણે નશતરથી કાપવામાં આવે છે અને તે કાપના ઉઠેલા ગુમડાંને બે ચાર દીવસ પછી પાછા તેવી દુખતી હાલતમાં રસી મુકવા ખોતરવામાં આવે છે કે ચેપ બરાબર ઉંડે અને શરીરની તમામ ગરમી તે વાટે બહાર નીકળી જાય. હવે જોવા જઇએ તો આટલી બધી તકલીફ મુસલમાની (સુન્નત) કરવામાં થતી નથી. તે તો એકજ ગુમડા જેટલી જગા રોકે છે, તે કાંઇ શીતળાના છ છો ગુમડાઓ જેટલી જગા રોકતી નથી. વળી જેમ શીતલા ટાંકવામાં શરીરની ગરમી નીકળવાથી બચ્ચાંઓને સખત બુખાર આવે છે તેમ આમાં કાંઇ બુખાર વિગેરે જેવી તકલીફ હોતી નથી. તે ઉપરાંત આ એક હમેશનું ઓપરેશન હોવાથી તેને જલદી રૂઝાવી નાખવાની રામબાણ દવાઓ પણ મુસલમાનો પાસે મોજુદ હોય છે. એટલે તેની તકલીફ તો ખરૂં પુછો. તો કાંઇજ નથી. શીતલાના દરદથી બચવા માટે છ ઠેકાણે નશતરના ઘા ખાવા માટે તો એક અક્ષર પણ કડવો ન કહેવાય અને ટાંકી પરમો, ચાંદી જેવા મહા ભયંકર અને જીવલેણ રોગોમાંથી બચવા એક ઇલાજ તરીકે સુન્નત કરવાનો ઇસ્લામી નિયમ પાળવામાં આવે તો તેને ભયંકર રૂપ આપવામાં આવે એ પણ તાજુબ થવા જેવું છે. વળી હાલ તો ડાકટરો પણ એવા એ ચામડી કાપવાના ઓપરેશનને સારૂં ગણે છે અને ઘણા ચાંદીવાલા દરદીઓની તેવી ચામડી કાપી પણ નાખે છે જેથી દરદ તરત સારૂ થઇ જાય છે. તેઓમાંના કેટલાક તો હાલ ત્યાં સુધી કહે છે કે એવી ચામડીથી આવા ભયંકર દરદો પેદા થતા હોવાથી માણસ આખળ જતાં નકામો થઇ જાય છે જેથી તેને ઓલાદ પણ થતી નથી. આવા આવા

અભિપ્રાયો હાલ થતા જાય છે વળી તેને લીધે તના ગરીબ ઓરતને વગર વાંકે સ્હેણા ખમવા પડે છે કે તે "નાઝણી" છે તે ઉપરાંત એક નકામા થઈ ગએલા મરદ સાથે ઓરત કેટલીક વખત પોતાનો ભવ બગાડવા રાજી હોતી નથી તેથી ઘણી વખતે બીજા મરદ સાથે છાનો સબંધ જોડે છે કે કાનો નીકળી નય છે અને સમાજમા વધારે સળો પેદા કરે છે અને કનક લગાડે છે *

આવાં આવા કારણો ઉપર જ્યારે વિચાર કરવામા આવે તો સુન્નત કરવી એ બુરી ચીજ છે એમ નાગ્બેજ ગણાય

જો શરીરના એક ભાગને લેવા દેવા વગર હથીયાર લગાવી લોહી કહાડવામાં આવે છે એ આધારે સુન્નતને બુરી ગણવામા આવે તો હીંદુસ્તાનઓમા શરીરના ભાગ છેદવાની કાંઇ નવાઇ હોતી નથી. નાક અને કાન તો છેદવાનો તમનામા આમ–સામાન્ય રિવાજ છે વળી સોય જેવા તેજ અણીવાળા હથીયારથી શરીર ઉપર છુંદાણા પણ તેઓ ઘણો ભાગે પડાવે છે તથા દાંતોમા રેખો પણ નખાવે છે. સુન્નતમાં તો રોગથી બચવાના ફાયદા માટે ઇસ્લામના ફરમાન પ્રમાણે શરીરનો ભાગ છેદાવે છે પણ નાક, કાન ફોડાવવા અને છુંદણા પડાવવા એ તો ફક્ત શોભા માટે થાય છે શોભા માટે શરીરના ભાગ છેદાવી તેને પસંદ કરનારા ભાઇઓ સુન્નત માટે બોલવા ઉભા થાય તો તેમની મરજી ! વળી હીંદુ લોકો દ્વારકા જાત્રાએ જાય છે તે ત્યા પોતાના શરીરપર લોઢાના તપાવેલા સિક્કાથી ડામ

---

*આ કારણને લીધે કેટલી ઓરતો આડે રસ્તે દોરાતી હશે તેની ગણતરી કહાડવામા આવે તો મનમ પડી આવે.

દેવડાવી છાપો લે છે અને તેને તેઓ એક ઘણુંજ ઉત્તમ ફળ સમજે છે. આગ જેવી લોઢાની બળતી છાપોથી શરીર ઉપર ડામ દેવડાવી ભારે દુઃખ સહન કરવું તે ધર્મ કહેવાય તો પછી ધર્મના ફરમાન પ્રમાણે સુન્નત કરાવી ફકત નજીવી તકલીફ વેઠી આખી ઉમર રોગનાં પીડાથી બચવું તે કેમ બુરૂ અને બાતફા ગણાતું હશે એનો વિચાર કરવાનો છે.

કેટલાક ભાઈઓ વળી એવું કહે છે કે આ ચામડી કુદરતી છે. જો તેની જરૂર ન હોત તો તે માના પેટથી આવત નહીં. તો આપણે કહીશું કે વાળ તથા નખ પણ કુદરતી છે, અને માના પેટથી આવે છે તો શા માટે કહાડી નાખવામાં આવે છે? જ્યારે તે કહાડી નાખવાને બુરૂં ગણવામાં આવતું નથી તો પછી આને માટે કેમ લોકોને બુરૂં કહેવામાં આવે છે?

હાલ વળી એક ચળવળ નવી નીકળી છે જેને આર્ય સમાજી ભાઈઓ "શુધ્ધી" કહે છે અને તેની રૂએ તેઓ મુસલમાનોને પણ હીંદુ બનાવવા દરખાસ્તો આપે છે. તેઓ જાણે છે કે મુસલમાનો બધા સુન્નત કરેલાજ હોય છે તો પણ જ્યારે તેઓ તેમને હીંદુ ધર્મમાં લેવા તૈયાર થયા છે તો માલમ પડે છે કે સુન્નતને તેઓ બુરી ચીજ સમજતા નથી. જો બુરી સમજતા હોય તો તેઓ સુન્નત કરેલા મુસલમાનોને પોતાની સાથે ભેળવવા તૈયાર થાય નહીં.

આથી સાફ જણાય છે કે સુન્નત કરવી એ હવે બુરૂં મનાતુ નથી પણ તેમાં ફાયદા ઘણા હોવાથી તેના તરફ પસંદગી બતાવવા હવે બીજા લોકો પણ આગળ આવતા જાય છે.

# હવે એક સંપીમાં શું વાંધો છે ?

ઉપલી બાબતો એટલા માટે ખુલાસાથી લખવામાં આવી છે કે અમારા ગેર ઇસ્લામી અને ખાસ કરીને હીંદુભાઇઓ તે ઉપર વિચાર કરે અને જુવે કે મુસલમાનોના ધર્મે મુસલમાનોને શું ખરૂં શીખવ્યુ છે ? માંસ ખાવની, મડદાં દાટવાની, અને સુન્નત કરવાની બાબતને ભયંકર રૂપમાં આગળ ધરી ઇસ્લામ જાણે એક રાક્ષસી ધર્મ હોય તેવું બતાવવાની કોશીશ થાય છે પણ એ બાબતોનો ઉપર અપાણે જે ખુલાસો કર્યો છે તેથી ચોખ્ખું જણાઇ આવે છે કે તે કાંઇ હીંદુઓને નુકશાન પહોંચાડનારી નથી. માંસ ખાવાનો અને મડદાં દાટવાનો રિવાજ તો હીંદુભાઇઓ તથા ક્રિશ્ચન ભાઇઓમાં મોટા પ્રમાણમાં મોજુદ છે એટલે એ બે બાબતોમાં મુસલમાનો કાંઇ જુદે રસ્તે છે એવું ભાગ્યેજ કહી શકાશે. વળી જીવ હીંસાની બાબત તો એવી છે કે મહાત્માઓ જેવાને પણ તેમ કરવાનો ન છુટકે પ્રસંગ આવે છે જેના દાખલા આપણે ઉપર આપી ગયા છીએ. શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણ મહારાજ કાંઇ પુરૂષાર્થમાં ઉતરતા ન હોતા. તેમને આજે લાખો હીંદુઓ માને છે તો તેમનામાં કાંઇ સમજ ન હોતી એવું તો ભાગ્યેજ કહી શકાય. આવા મોટા પુરૂષોને પણ જીવદયાનો સિધ્ધાંત બાજુએ મુકવાનો પ્રસંગ આવ્યો હતો તો તેથી કાંઇ એમ સાબિત થતું નથી કે તેઓ જુલમી સ્વભાવવાળા હતા. તેમના સંજોગે એવા હતા અને સંજોગોને લીધેજ તેમને તેમ કરવું પડયું હતું તેઓ તો પરોપકારના નમુના હતા અને એ પરોપકાર બુધ્ધી વડેજ તેઓ પોતાનું નામ પાછળ મુકી ગયા છે. આજ પ્રમાણે કદાચ કોઇ ઇસ્લામી પુરૂષોને પણ તેવા પ્રસંગ

આવ્યા હોય તો તેને માટે ઉદાર દિલથી કામ લેવાનું છે. હવે રહી સુન્નતની બાબત તો તેના ફાયદા પણ ઉપર જણાવી દીધો છે તોતે ફાયદાની રૂએ કદાચ મુસલમાનો તે રિવાજ પાળે તો એમાં તેઓ બીજાને ક્યાં દુઃખ દે છે કે ફરજ પાડે છે? તેઓ કાંઇ ગેર ઇસ્લામી ભાઇઓને જોર જુલમથી ફરજ તો પાડતાજ નથી કે સુન્નત કરાવો. તો જે વાતને મુસલમાનો પોતાને માટે ફાયદા કારક સમજીને કરતા હોય અને જેથી બીજાઓને નુકસાન ન થતું હોય તેને માટે નકામી હોહા કરવાથી શું ફાયદો? આવી નકામી બુરાઇથી તો ફકત કડવાશની લાગણી પેદા થાય અને તેથી કેમ કોમમાં ફીસાદ જાગવાનો વખત આવે. માટે જોઇ વિચારીને ચાલવું જોઇએ કે અંદર અંદર રમખાણ ન જાગે.

હીંદુભાઇઓ એમ ધારે કે મુસલમાનોને હીંદુસ્તાનમાંથી નસાડી મુકવા છે અથવા મુસલમાનો એમ ધારે કે હીંદુઓને નસાડી મુકવા છે તો તે કદી પણ બનવાનું નથી. કારણ કે મુસલમાનોની સંખ્યા હાલ અહી સાત કરોડની અને હીદુઓની તેવીસ કરોડની છે. તમામ દુનિયામાં મુસલમાનોની સંખ્યા બેતાલીસ કરોડની છે જ્યારે હીંદુ ભાઇઓની તેવીસ કરોડની છે. પહેલાં જ્યારે હીંદુસ્તાનમાં મુસલમાનો નામે પણ ન હોતા ત્યારે પણ હીંદુભાઇઓ મુસલમાનોને હીદુસ્તાનમાં આવી વસવાટ કરતાં રોકી શકાય નથી તો હવે હાલ તેઓ તેમને ક્યાં રોકી શકે એવી હાલત છે? હવે તો બંને કોમે માંહો માંહે સમજીનેજ રહેવાનું છે. લગભગ એક હજાર વરસથી મુસલમાનો અહીં વસવાનો હક ધરાવી રહયા છે. ચાર વરસ થઇ જાય છે તો કબજો છોડાવવો મુશ્કેલ થઇ પડે છે તો પછી એક હજાર વરસનો કબજો છોડાવતાં કેટલી મુશ્કેલી નડે તે વિચારવાનું છે.

આજે જે સંગઠન હીંદુભાઈઓમાં થઇ રહ્યું છે તે મુસલમાનો માટે કાંઈ નવી બાબત નથી. સુલતાન મેહમૂદ ગઝનીના વખતમાં, શાહબુદીન ઘોરીના વખતમાં અને અહમદશાહ અબદાલીના વખતમાં, આવાં સંગઠનો થયાં હતાં અને તેમાં મોટા મોટા રાજાઓ સામીલ થયા હતા પણ તે વખતે પણ તે સંગઠનોનું પરિણામ હીંદુ ભાઈઓના લાભમાં આવ્યું ન હોતું. તેથી સાબિત થાય છે કે કુદરતની મરજી એવીજ છે કે હીંદુઓએ અને મુસલમાનોએ બંનેએ હીંદુસ્તાનમાં સાથે રહેવું. આ વાતને પહેલાના હીંદુ અને મુસલમાન બંને કોમના મહાત્માઓ સમજી ગયા હતા અને તેથીજ તેમણે એકસંપાથી કામ લીધું હતું. હીંદુ મહાત્માઓએ પોતાના વેદાંતની (જ્ઞાનની) વાતો ઇસ્લામી મહાત્માંઓ આગળ મુકી અને ઇસ્લામી મહાત્માઓએ પોતાના તસવ્વુફ [બ્રહ્મવિદ્યા]ની વાતો આગળ ધરી એટલે બંનેમાં ખુદાની કુદરત અને દુનિયાની પેદાએશ વિશે લગભગ સરખાપણું જણાયું. એટલે બંનેએ વિચાર કરી અંદર અંદરના ઝગડા કહાડી નાખ્યા અને એકસંપીની ગાંઠ મજબુત કરી દીધી.* પણ પાછળથી જ્યારે કોઇ કારણને લીધે ફાટફુટ પાડવાની તાલીમની શરૂઆત થઈ ત્યારે આ બધા વાંધા ઉભા થયા અને લાગણી બદલાણી. મુસલમાનો હીંદુઓને બુરા ગણવા લાગ્યા અને હીંદુઓ મુસલમાનોને બુરા ગણવા લાગ્યા. વળી પાછળથી જે પુસ્તકો લખાયાં તેમાં પણ તેવીજ લાગણીઓનો ઉપયોગ થતો ગયો. એટલે બંને

---

*આને માટે હીંદુ ભક્તો અને જ્ઞાની પુરૂષોના ભજનાનાં અને વાણીનાં પુસ્તકો મોજુદ છે ગુરૂ નાનક, તુલસીદાસ, કબીર સાહેબ વિગેરેનાં પુસ્તકો એ વાતની સાબીતી આપી રહયાં છે.

કોમોમાં બેદીલી ફેલાતી ગઇ અને હાલ જ્યાં જુઓ ત્યાં હીંદુ મુસલમાન રમખાણોના મામલા વાંચવામાં આવે છે.

કેટલાક હીંદુ આગેવાનો પોતાના મનમાં કદાચ એમ સમજતા હશે કે અમે અમારી કોમનો તેમ કરીને ઉધ્ધાર કરીએ છીએ પણ તેઓ એ વાત ભુલી જાય છે કે તેમાં તેઓ હીંદની બે મોટી કોમોમાં વેરની આગ ભડકાવી રહ્યા છે. તેમણે એ વાત ચોકસપણે માની લેવી જોઇએ કે પહેલાની હીંદુ જાહોજલાલીના વખતમાં તેમનાથી પણ વધારે તેજ લાગણીવાળા માણસો તેમની કોમમાં પેદા થયા હતા અને તેમણે હીંદુભાઇઓને મુસલમાનોના મુકાબલામાં ઉભા કર્યા હતા પણ તેમાં છેવટે એજ જણાયું હતું કે તેમ કરવાથી દેશને નુકશાન થાયછે. આવું ચોખ્ખું જણાયાથીજ તેમણે જ્ઞાનનો રસ્તો અખત્યાર કર્યો હતો કે જેથી બંને કોમ એક દિલ થઇ ગઇ હતી અને શાંતીથી બધા ખુદાની બંદગી કરવા લાગ્યા હતા. અને પરિણામ એ આવ્યું હતું કે લોકો નેકી અને પુરૂષાર્થમાં ઘણા આગળ વધી ગયા હતા. પણ હાલ મામલો તદન બદલાઇ ગયો છે. હાલ તો આગેવાનોમાં જાહેર દેખાવ વધી ગયો છે પણ ધર્મનો છાંટો પણ રહેવા પામ્યો નથી. મન ઉપર કાબુ રાખવાની વાત જે ધર્મનો પહેલો પાયો છે તેતો હવે નહીં જેવીજ રહી ગઇ છે. હવે તો લોકોના મન ઉંચા કરી તેમને હાડમારીમાં નાખી પોતે આગળ વધવું એજ ધખારો બધે દેખાઇ રહ્યો છે પણ યાદ રાખવું જોઇએ કે એ બધી દેહરિયત—જડવાદની વાતો છે. ચેન-પવાદ [રૂહાનીયત] તેમાં કાંઇ નથી. સૂર્ય પૃથ્વીથી નવ કરોડ માઇલ દૂર છે

અને પૃથ્વી પોતાની ધરી ઉપર એક સેકંડમાં ઓગણીસ માઇલ ફરે છે એવું એક અગ્રેજ લેખક કહે છે તો વગર પ્રમાણે તે સાચું માનવા તૈયાર થઇ જાય છે અને કોઇ શાસ્ત્રની સનાતની વાત આવે છે તો તેને વહેમ માનવામાં આવે છે! પૃથ્વીથી સુરજ નવ કરોડ માઇલ દુર હોવાની તથા પૃથ્વી પોતાની ધરી ઉપર એક સેકંડમાં ઓગણીસ માઇલ ફરવાની સાબીતી માગવામાં આવે છે તો ગલ્લાં તલ્લાં મારે છે તેજ લોકો શાસ્ત્રની વાતને વહેમ જણાવવા ઉભા થાય છે એ પણ જમાનાની ખુબી છે. પણ આથી સમજવું જોઇએ કે લોકોને ધર્મથી વીખુટા પાડવાની તજવીજો થઇ રહી છે. જો હજુ પણ ભાઇઓ નહીં ચેતે તો આગળ ઉપર ઘણો બારીક વખત આવવાનો છે. મુસલમાનો તો " આજ ખાઓ કલકા ખુદા માલિક હે " એ ધોરણ ઉપર છે પણ હીંદુભાઇઓ વધારે સંસારી સાધનોથી ઘેરાએલા છે તો તેમણે વધારે સમજથી કામ લેવાની જરૂર છે. કોમ કોમ વચ્ચે કડવાસ ઉભો કરવાથી દેશનેજ નુકસાન થવાનું છે એનો વિચાર કરવાનો છે. આ વખતે એકસંપીની ખાસ જરૂર છે. તેવા વખતમાં એક બીજા માટે બુરી લાગણી રાખી ઉશ્કેરણી કરવાથી કાંઇ પણ સારૂં પરિણામ આવવાનું નથી. માટે આપણા હીંદુભાઇઓને આપણે એજ વિનંતી કરીશું કે તેઓ વધારે કેળવાએલા, સમજદાર, ડાહ્યા, અને દેશની દાઝ હૈડે ધરાવનારા છે તો તેમણે મુસલમાનોને બુરા નહી ગણતાં પોતાની સાથે રાખવામાં અને તેમની સાથે એકસંપી કાયમ કરવામાં ફાયદો છે. કારણ કે મુસલમાનોના ધર્મમાં એવી બુરી બબત એક પણ નથી કે જે દેશને બુરા પાયા ઉપર લઇ જાય તેમાં બુરાઇ હોત તો આજે સાડી તેરસો વરસથી તે ટકી શકતજ નહીં. બંને કોમના લોકોમાં ખામી

એ હશે અને તે દુરસ્ત કરવી જોઇએ પણ તે વિવેકની હદમાં રહીને લાગણીથી થવું જોઇએ જેમ પહેલાના મહાત્માઓ કરી ગયા છે.

આ પુસ્તક લખવામાં મારો એજ હેતુ છે કે હીંદુભાઇઓ અને મુસલમાન ભાઇઓમાં ભાઇચારાની નેક લાગણી પેદા થાય. હું એક મનુષ્ય છું તે. મારામાં પણ ભુલો ઘણી હશે અને તેવી ભુલો આ પુસ્તકમાં પણ કદાચ આવી ગઇ હશે તો તેવું કાંઇ જણાય તો હું મારા બંને ભાઇઓ આગળ નમ્રતાથી માફી માગું છું કે તેઓ મને માફ કરે. વળી કાંઇ ખામી જણાય તો મારૂ ધ્યાન ખેંચવામાં આવેથી હું આ પુસ્તકમાં બીજી વખત જરૂર તેની દુરસ્તી કરીશ. ખુદા સઉ ભાઇઓને સુખી રાખે અને તેમનું કલ્યાણ કરે, આમીન.

હાલ મુ૦ સુરત.
હરીપુરા.
તા. ૧-૪-૧૯૨૯

લી૦ ગરીબ ફકીર
મોટામીયાં
માંગરોળવાળા.

---

દાવતનો એક ઉમદા માહવાર રિસાલો

# ઝુલ્ફિકાર.

અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબની યાદગીરીમાં આ માસિક નીકળે છે.

વરસ દીવસનું લવાજમ ટપાલ ખરચ સાથે ફકત રૂ. ૩-૦-૦

હીંદુસ્તાનની બહારના લવાજમ ટપાલ ખરચ સાથે માત્ર રૂ. ૪-૦-૦ છે.

સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી
ઝુલ્ફિકાર ઓફીસ, સુરત.

# આ જરૂર વાંચો.

## દાવત સંબંધી પીર મોટામીયાં સાહેબની ગુજરાતી કિતાબો.

તમામ લોકોને ઇસ્લામની અને તેમાં થએલા મહાત્માઓની વાતોથી વાકેફ કરવા માંગરોલની ગાદીવાલા પીર મોટામીયાં સાહેબે બીજાં પ્રથમ લખેલાં પુસ્તકો સિવાય હાલ એક હારમાળાની બુકો બહાર પાડવાનું કામ શરૂ કર્યું છે જેની ચાર બુકો બહાર પડી ગઈ છે.

**આ ચાર બુકો નીચે પ્રમાણે છે.**

ચિશ્તીયા દાવત ગ્રંથમાળા નં ૧.

### ખ્વાજા ગરીબ નવાઝ.

(હીંદના પહેલા મહાન મુબલ્લિગ)

આ પુસ્તકમાં ખ્વાજા સાહેબનો ટુંક હેવાલ, તેમણે કરેલું તબલીગનું કામ, ઉરસ એ તબલીગની યાદગાર, ખ્વાજા સાહેબનો તબલીગી સિલસિલો, તેમનું જબરૂં અસલી સંગઠન, તબલીગનું મુખ્ય મથક અજમેર શરીફ વિગેરેની ઉમદા વાતો લખી તબલીગના કામ ઉપર સારી રોશની નાખી છે. **કીંમત રૂા. ૦-૨-૦**

ચિશ્તીયા દાવત ગ્રંથમાળા નં ૨

## રમઝાન શરીફનું ઉમદા ધોરણ.

આમા અકલી દલીલોથી રોઝાની ખુબીઓ પીર સાહેબે એવી તો સરસ રીતે સમજાવી છે કે દરેક જણ તે કબુલ કરી લે છે. રોઝાથી મજુરીનો ગુણ પેદા થાય છે, રોઝાથી લશ્કરી તાલીમ મળે છે, રોઝાથી મન મજબુત થાય છે, રોઝાથી શરીરની તદુરસ્તી જળવાય છે, રોઝાથી મન આડે માર્ગે દોડતુ નથી, રોઝાથી પરોપકારના ગુણ પેદા થાય છે, રોઝાનો અર્થ ભુખે મરો નથી, રોઝા માટે ખુદાઈ ફરમાન વિગેરે વિષયો ઉપર પીર સાહેબે ઉમદા વિવેચન કરેલુ છે. કીમત ૦-૨-૦



ચિશ્તીયા દાવત ગ્રંથમાળા નં ૩

## ગરીબો અને માલદારોને સુલેહનો પયગામ.



આમાં પણ પીર સાહેબે ઘણી ઉમદા વાતો લખી છે. નેકી એજ મોટી ચીજ છે. સંતોષમા સુખ, ખુલ્કની જરૂર, બુજુર્ગોની સોહબતના ફાયદા, માલદારો અને ગરીબો બંનેની જરૂર, આપણા ગરીબ મુસલમાન ભાઈઓ, આપણા સુન્ની વોહરા ભાઈઓ, આપણા

મેઅરાજ બાબતો, તબલીગ માટે શાની જરૂર વિગેરે બાબત ઉપર પીર સાહેબે ઘણો સારો પ્રકાશ નાખેલો છે **કીમત** ૦-૩-૦

---



---

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રી. પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.